

અર્વાચીન જગતની એક અજાયબી ગણાતો, કળાનો સર્વોત્કૃષ્ટ નમૂનો

તાજમહાલ

# અરુણનું અદ્‌ભુત સ્વપ્ન



લેખક તથા પ્રકાશક

સૌ. હંસા મહેતા

સં. ૧૯૯૦

કિ. [illegible]=૦૦

# અર્પણ

ભાવિ હિંદના
ઉજ્જવલ પ્રભાતની આગાહી આપતા
અરુણ સમા કુમારોને



# પ્રસ્તાવના

મારા પ્રવાસના તેમજ વિવિધ વાચનના ફળરૂપ આ પુસ્તક જનતા સમક્ષ મૂકતાં મને આનંદ થાય છે. અત્યાર લગણનાં મારાં પુસ્તકો જુદીજુદી વયનાં બાળકો માટે લખાયાં છે. આ પુસ્તક આગળ વધી કુમાર કુમારિકાઓ માટે લખાયું છે એમ કહું તો અનુચિત નહિ ગણાય. અન્ય દેશોમાં આપણા દેશ વિષે અતિશય અજ્ઞાન છે એ જાણી મને હમેશાં શોક થતો. આપણા દેશમાં પણ અન્ય દેશો વિષે એટલું જ અજ્ઞાન છે એ જાણીને વિશેષ શોક થાય છે. આ અજ્ઞાન દૂર કરવાના હેતુથી આ પુસ્તક લખવાનું શરૂ કર્યું. મહત્ત્વના દેશો વિષે ખાસ જાણવા જેવું,–ભૂગોળની દૃષ્ટિએ, ઈતિહાસની દૃષ્ટિએ કે પછી સંસ્કારની દૃષ્ટિએ હોય તે વિષે કિંચિત્ માહિતી આપવી કે જેથી વાચકના મનમાં કુતૂહલ પેદા થાય અને વિશેષ જાણવાનું મન થાય એ જ આ લેખનનો મૂળ ઉદ્દેશ છે. આ હેતુ કેટલે અંશે સફળ થયો છે તેનો નિર્ણય વાચક જ કરી શકે.

આ પુસ્તકમાં રોમ વિષે કંઈક વધારે લંબાણથી વિવેચન થયું છે એમ વાચકને લાગ્યા વિના રહેશે નહિ. એનો ઉત્તર એક તો એ કે યુરોપનું આધુનિક રાજપ્રકરણ સમજવાને માટે એ વિવેચન આવશ્યક છે. બીજું અત્યારની જાગતી જોધ જેવી પાશ્ચાત્ય સંસ્કૃતિની મહત્તાની કૂંચી રોમના વૃત્તાન્તમાંથી મળે છે. આ બે કારણથી રોમને વિશેષ મહત્ત્વ અપાયું હોય તો અક્ષમ્ય નહિ ગણાય.

આ પુસ્તકનાં ચિત્રો કુમાર કાર્યાલયે જ મેળવી આપ્યાં છે. મિસરની લિપિ ગુજરાતીમાં એમણે જ ઉતારી છે. તે ઉપરાંત પુસ્તકને સર્વ રીતે અનુકૂળ બનાવવાના એમના સહકાર્ય માટે અત્રે આભાર માનું છું.

મારાં બીજાં બાળપુસ્તકો કરતાં આ પુસ્તક માટે મને પોતાને પક્ષપાત છે, કારણકે આ મારી મૂળ કૃતિ છે; એટલે આગળનાં પુસ્તકો કરતાં યે આ પુસ્તક વાચકની વિશેષ પ્રીતિ મેળવે એમ ઇચ્છું છું. જે ભાવનાથી આ પુસ્તક લખાયું છે, જે ભાવનાથી આ પુસ્તકની ગૂંથણી થઈ છે તે ભાવના વાચકવૃન્દ સમજે અને મારો આશય પાર પાડવામાં મદદરૂપ થાય એટલું જ ઇચ્છું છું.

હંસા મહેતા

૪–૫–૩૪

ખંભાતા હૉલ બ્લૅટમન્ટ રોડ • મુંબઈ ૬



# અનુક્રમણિકા



## ચિત્રોનો ક્રમ



જાપાનના બગીચાઓમાં રાખવામાં આવતાં પથ્થરનાં દીપસ્થાનકો

## પ્રકરણ પહેલું

## સ્વપ્ન કે સત્ય?

મા પાસે હું દરરોજ એક વાર્તા તો કહેવડાવું જ. ગઈ કાલે વાત સાંભળી સૂતા પછી એક એવું સ્વપ્નું આવ્યું કે ન પૂછો વાત! માએ કહેલી વાર્તા તો હતી જૂની પુરાણમાંની, ને ગણેશની ચતુરાઈ વિષેની.

ગણેશ અને કાર્તિકસ્વામી બંને શંકર-પાર્વતીના પુત્રો. બંને ભાઇઓને સિદ્ધિ અને બુદ્ધિ નામની બે કન્યાઓ સાથે પરણવાનું બહુ જ મન. બંનેએ તે માટે લડવા માંડ્યું. કાર્તિક-સ્વામી કહે કે હું મોટો, માટે હું પરણું; અને ગણપતિજી કહે કે સિદ્ધિ-બુદ્ધિને હું વધારે ગમું છું માટે હું પરણું! અંતે આ તક-રારનો ચુકાદો કરવા બંને જણ શંકર-પાર્વતી પાસે ગયા. માબાપને મન તો બધાં છોકરાં સરખાં, એટલે શો ચુકાદો આપવો તે કોઇને સૂઝે નહિ. આખરે નક્કી કર્યું કે જે પૃથ્વીની પહેલી પ્રદક્ષિણા ફરી આવે તે સિદ્ધિ-બુદ્ધિને વરે. કાર્તિકસ્વામી તો આ સાંભળી ખૂબ જ ખુશ થયા. એમનું વાહન તો મોર અને તે પણ પવન-વેગી. ગણેશના ઉંદરડાને તો ક્યાંનો ક્યાં પાછળ પાડી નાખે! એટલે કાર્તિકસ્વામી તો તરત મોર પર સવાર થઈ ગયા અને એવા ઊડ્યા, એવા ઊડ્યા કે થોડી વારમાં જ અદૃશ્ય થઈ ગયા.

ગણપતિજી તો બાપડા શોકાતુર થઈને ઘેર ગયા. એક તો મોટી દુંદવાળું ભારે શરીર અને બીજું ઉંદરની ગતિ મોરની ગતિ આગળ તો કંઈ હિસાબમાં જ નહિ. એટલે આ શરતમાં કાર્તિકસ્વામીને હરાવાય જ શી રીતે? પણ શંકરકૃપાથી એમને હાથીનું માથું મળ્યું હતું, એટલે એ મોટા ગજમસ્તકમાં એમના મગજને વધવાનો સારો અવકાશ મળ્યો હતો! આખી રાત એ મસ્તકમાં અનેક વિચારો એમણે ઘોળ્યા કર્યા, અને સવાર પડતાં એક યુક્તિ પણ સૂઝી આવી. એ તો નાહીધોઈ, પવિત્ર થઈ, ઉંદર પર સવાર થઈ માતપિતાને મંદિરે ગયા. ત્યાં તેમની પૂજા કરી, પ્રદક્ષિણા ફરી પગે લાગ્યા ને હાથ જોડી બોલ્યા: 'મને હવે સિદ્ધિ-બુદ્ધિ આપો.' શંકરે પૂછ્યું: 'પૃથ્વીની પ્રદક્ષિણા ક્યાં ફરી આવ્યો છે?' ગણપતિએ હાથ જોડી ખૂબ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો કે 'ભગવન્! મારે મન તો મારાં માતાપિતા એ જ પૃથ્વી છે; હું બીજી પૃથ્વીને ઓળખતો નથી.' આ જવાબથી ભોળા શંભુ તો ખુશખુશ થઈ ગયા અને તરત ને તરત સિદ્ધિ-બુદ્ધિને બોલાવી ગણેશ સાથે લગ્ન કરી દીધાં.

એક અઠવાડિયામાં—કદાચ વહેલા પણ હોય—કાર્તિકસ્વામી ખૂબ ઝડપથી પૃથ્વીની આસપાસ ફરી કૈલાસ આવી પહોંચ્યા, અને આવતાંની સાથે જ માતાપિતાને મંદિરે દોડ્યા. ત્યાં તો એમણે ગણેશના લગ્નની વાત સાંભળી અને તે શી રીતે સિદ્ધિ-બુદ્ધિને વર્યા તે પણ સાંભળ્યું. આથી એમને બહુ જ ખોટું લાગ્યું ને આજીવન કુંવારા રહેવાનું પણ લઈ એ તપોવનમાં

ચાલ્યા ગયા. ત્યારથી એ 'કુમાર' 'કુમારસ્વામી' તરીકે ઓળખાય છે. સ્ત્રીઓ સામે તો એમને એવો સખત અણગમો આવી ગયો કે કોઈ સ્ત્રીનું મોં પણ ન જુએ. એમના તપોવનમાં પણ કોઈ સ્ત્રી પેસી શકે નહિ. એક વખત ઉર્વશી નામની અપ્સરા અજાણતાં જ એમના તપોવનમાં પેઠી હતી અને ઝાડની વેલ બની ગઈ હતી!

આ વાત સાંભળીને હું તો સૂતો. વાતમાં મને તો રસ પડ્યો હતો એટલે વિચારો આવવા લાગ્યા. આ લગ્નની બાબતમાં સિદ્ધિ-બુદ્ધિને કેમ કોઇએ કંઈ ન પૂછ્યું? નવાઈ તો એ લાગે છે કે બંને ભાઇઓએ એક એક કન્યાને વહેંચી કેમ ન લીધી? એક ભાઇ બેને શું કામ પરણે? પણ સૌથી વધારે વિચારો તો મને કાર્તિકસ્વામીના મોરના આવ્યા. એવો પવનવેગી મોર મારી પાસે હોય તો કેવું સારું! હું પણ પૃથ્વીની પ્રદક્ષિણા ફરી આવું. કેટલું બધું નવુંનવું જોવાનું મળે! આમ હું તો મોરની ઝંખના કરતો-કરતો સૂતો. થોડી જ વારમાં મને તો એક અદ્ભુત સ્વપ્નું આવ્યું. ખરું પૂછો તો એ સ્વપ્નું કે સાચું તે હજી પણ કહી શકતો નથી. હું તો ભર ઊંઘમાં પડ્યો હતો, ત્યાં કોઈ મને ઢંઢોળતું હોય એમ લાગ્યું. મને લાગ્યું કે સવાર પડી હશે અને મારી મા મને જગાડતી હશે; એટલે મેં પાસું ફેરવીને મારો ઊંઘવાનો નિશ્ચય જણાવ્યો. પણ ત્યાં તો એક ગંભીર અવાજ કાને પડ્યો: 'અરુણ! તારે પૃથ્વીની પ્રદક્ષિણા નથી ફરવી?' આ અવાજ સાંભળી હું તો સફાળો ઊઠ્યો. આંખો ચોળીને જોયું તો એક દિવ્ય મૂર્તિ

જોઈ. એ આકૃતિ પુરુષ ને પક્ષીને મળતી હતી. એનું નાક ગરુડના જેવું હતું. વાંસા પર બે પાંખો હતી. બાકી બધું મનુષ્યના જેવું હતું.

'તમે કોણ છો?' મારાથી બીતાંબીતાં પૂછી જવાયું.

'હું પક્ષીરાજ ગરુડ; ભગવાન વિષ્ણુનું વાહન.'

'પણ મારે તો મોર જોઈતો હતો!' મારાથી બોલી જવાયું.

ગરુડરાજ મીઠું હસ્યાઃ 'કુમારસ્વામી પોતે કુંવારા છે એટલે એમને બાળકો તરફ પ્રેમ ઓછો. એ તો બાળકોને મોર આપે તો શું, પણ અડકવા યે ન દે. જ્યારે મારા સ્વામી ભગવાન વિષ્ણુને તો બાળકો બહુ જ વહાલાં છે. એમણે પોતે પણ કૃષ્ણાવતારમાં ખૂબ બાળક્રીડા કરેલી. એટલે બાળકને માટે એમને પક્ષપાત હોય જ. તારી પૃથ્વીની પ્રદક્ષિણા ફરવાની ઈચ્છા જાણી એમણે મને તરત જ હુકમ કર્યો કે એ ઈચ્છા મારે પૂરી પાડવી. એટલા માટે હું અહીં આવ્યો છું.'

'મારી એવી ઈચ્છા છે એમ ભગવાને શાથી જાણ્યું?'

'અરે વાહ? ભગવાનથી તે કંઈ અજાણ્યું હોય?'

'ત્યારે ભગવાન બધી જ ઈચ્છાઓ કેમ પૂરી પાડતા નથી?'

'ઈચ્છાઓ ઈચ્છાઓમાં પણ ફેર હોય ને? કોઈની ઈચ્છા સારી હોય, કોઈની ખરાબ. વળી સામાસામી ઈચ્છાઓ પણ હોય. બે માણસો લડતા હોય તેમાં બંને ઈચ્છે કે પોતે જીતે. એમાં ભગવાન કોની ઈચ્છા પૂરી પાડે અને કોની ના પાડે? એમ તો બધાની ઈચ્છા પૂરી પાડવા જતાં દુનિયામાં જબરો ગોટાળો થઈ જાય. એટલે મરજી છતાં પણ ભગવાન ઘણી વાર એવી ઝીણી-

ઝીણી બાબતમાં પડતા નથી. ખરું પૂછે તો આવડું મોટું વિશ્વ એમાં તો કેટલીયે પૃથ્વીઓ; અને એ બધી પૃથ્વીઓ પર કેટલાયે વસનારા. એ બધાંની ઝીણીઝીણી ઇચ્છાઓનો વિચાર કરવા બેસે તો યે પાર ન આવે. અને પછી તો લોકોને પણ ભગવાનને જ ભરોસે રહેવાની ખોટી ટેવ પડે. પોતે જરાયે પ્રયત્ન જ ન કરે.'

'ત્યારે મારી ઇચ્છા પૂરી પાડવાને એ કેમ તૈયાર થયા ?'

'મને પણ એ જ નવાઇ લાગે છે.' ગરુડરાજ બોલ્યા: 'પણ મારે તો હુકમનો અમલ કરવો જોઇએ; માટે તારી મરજી હોય તો હમણાં જ ઊપડીએ.'

'મારે એકલી પ્રદક્ષિણા જ નથી ફરવી, પણ બની શકે તો થોડા જોવા જેવા દેશો પણ જોવા છે.'

'તથાસ્તુ!' કહી ગરુડરાજે મને એમની ખાંધ પર બેસાડ્યો ને બારીની બહાર નીકળી અમે આકાશ તરફ ઊંચે ઊડ્યા.

## પ્રકરણ બીજું

## જાપાનમાં કુસુમોત્સવ

એવા વેગથી અમે ઊડતા હતા કે મારી તો આંખો જ મીંચાઇ ગઇ; અને હું તો કદાચ ઊંઘી પણ ગયો હોઇશ. મેં આંખો ઉઘાડી ત્યારે સૂર્યોદય થયો હતો. સૂર્યનારાયણ પૂર્વનો દરવાજો ઉઘાડી પૃથ્વી પર ડોકિયું કરી રહ્યા હતા. સોનેરી રંગનું એ પ્રભાત હતું. ઉષાના સોનેરી લાલ અજવાળામાં નીચેનો પ્રદેશ બહુ જ સુંદર દેખાતો હતો. મને પણ જાણે દિવ્ય ચક્ષુ મળ્યાં હોય તેમ હું દૂરદૂર જોઇ શકતો હતો. એવામાં નીચે એક નાનો રમકડા જેવડો દેશ જોયો. આખો દેશ નાનકડા ટાપુઓનો બનેલો હોય એમ લાગ્યું. એની નાની પર્વતમાળ પણ ઉપરથી દેખાતી હતી. એકબે પહાડનાં શિખર પર તો ધુમાડો જણાતો હતો. 'આ કયો દેશ?' મેં ગરુડરાજને પૂછ્યું.

'પૂર્વના દ્વારપાળ જેવો આ દેશ એમની ભાષામાં "નીપો"ના નામે ઓળખાય છે. તમે લોકો એને જાપાન તરીકે ઓળખો છો.'

જાપાનનું નામ સાંભળી હું તો ખૂબ હોંસમાં આવી ગયો. એ નાનકડા દેશ વિષે મેં ભૂગોળમાં વાંચ્યું હતું. તે ઉપરાંત મારા નિશાળના શિક્ષકે પણ એને વિષે સારીસારી વાતો કરી હતી.

'પેલો ધુમાડાવાળો પહાડ દેખાય છે તે ફ્યુજીયામા ?' હું જાપાન વિષે કંઈક જાણું છું એ બતાવવા મેં ગરુડરાજને પ્રશ્ન કર્યો.

'ના; એ નહિ. પેલો દૂર, ઊંચો, બરફથી ઢંકાએલો, ભૂરા વાદળમાં સફેદ કમળ જેવો શોભતો દેખાય છે તે જાપાનનો ઊંચામાં ઊંચો પવિત્ર પહાડ ફ્યુજીયામા અથવા ફ્યુજીસૅન. અને પેલું આઘે સરોવર દેખાય છે એનું નામ બીવા. એ પણ બહુ પવિત્ર મનાય છે. એમાં નાહ્યાથી પુણ્ય મળે એમ જાપાનીઓ માને છે. આ બંને વિષે જાપાનમાં બહુ જ સરસ દંતકથા છે.

કેટલાં યે વર્ષો પૂર્વે જાપાનમાં ખૂબ મોટો ધરતીકંપ થયો. જાણે કુદરતનો કોપ જ થયો હોય એમ કહીએ તો ચાલે. પૃથ્વી, વાયુ, અગ્નિ ને પાણી એ મહાભૂતોનો કોપ જાપાન પર ઊતર્યો હતો. ભયંકર કાળરાત્રિ! ધોધમાર વરસાદ ને વાવાઝોડાનો પાર નહિ. સાગર પણ માઝા મૂકી ભીષણ મોજાં સાથે પૃથ્વીને ડુબાવી રહ્યો હતો. ધરતીકંપના આંચકા પર આંચકા આવતા હતા અને હમણાં જ પૃથ્વી રસાતાળ જશે એમ લાગતું હતું. આકાશનો ગડગડાટ, વાયુનો ગડગડાટ, પૃથ્વીનો ગડગડાટ અને સાગરનો ગડગડાટ—એ પ્રલયનો ગડગડાટ સાંભળી કેટલાં યે મનુષ્ય તેમજ પ્રાણીઓએ ત્યાં ને ત્યાં પ્રાણ છોડ્યા. સવાર પડતાં બધું શાંત થયું. પરંતુ સૃષ્ટિનું સ્વરૂપ કંઇક બદલાઈ જ ગયું. જ્યાં જળ હતું ત્યાં સ્થળ થયું અને સ્થળ હતું ત્યાં જળ થયું. એક રાતમાં જ આ મોટું સરોવર "બીવા" પ્રગટ થયું; એક રાતમાં જ આ "ફ્યુજીયામા" નામનો પહાડ પૃથ્વીનું પડ ભેદી જાણે ઊપસી

આવ્યો! લોકોની આંખે તો એ દૃશ્ય અદ્‌ભુત હતું. ગગનચુંબી, અષ્ટકોણિયા શિખરનો, બરફથી આચ્છાદિત, શ્વેત કમળ જેવો શોભતો એ ધવલ ગિરિ જોઇને કોને નવાઇ નહિ લાગી હોય! એના સૌંદર્યથી લોકો ઘેલાઘેલા થઇ ગયા તથા એને દૈવી ચમત્કાર ગણી પૂજવા લાગ્યા. ભૂરા વાદળમાં એ સફેદ કમળ જેવો જણાય છે માટે એને શ્વેત કમળશૃંગી તરીકે પણ ઓળખવા લાગ્યા.'

'શું એ ખરેખર દૈવી ચમત્કાર હતો?' ફ્યુજીયામાનું આવું અદ્‌ભુત વર્ણન સાંભળી મારાથી પૂછી જવાયું.

'દૈવી ચમત્કાર ગણો તો તો ખરેખર આ આખો જાપાન દેશ જ એવી રીતે ઉત્પન્ન થયો હશે.' ગરુડરાજે જવાબ દીધો. 'આ પાસિફિક મહાસાગરમાં આવેલા ટાપુઓ એ જ્વાળામુખીઓના બળે જ બનેલા છે. જાપાનમાં અનેક વાર ધરતીકંપ થાય છે તેનું પણ એ જ કારણ. ગણત્રી પ્રમાણે જાપાનમાં વર્ષમાં આશરે ચૌદસો વખત ધરતી ધણધણે છે. જ્યારે પાણીની અંદર ભૂકંપ થાય છે ત્યારે મહાસાગર ઊછળે છે અને એક ભયંકર મોજું આસપાસના દેશો પર ફરી વળે છે. આવા એકાદ ધરતીકંપના જોરે જ ફ્યુજીયામા ધરતી ફાડી બહાર ઊપસી આવ્યો છે. આ પ્રદેશમાં આવા કેટલા યે નવા ટાપુઓ જોતજોતાંમાં પ્રગટ થાય છે અને કેટલા યે પાણીની નીચે અલોપ થઇ જાય છે. અહીંના લોકો તો એવા બનાવોથી ટેવાઈ ગયા છે.'

'એટલા બધા ધરતીકંપ થાય તેથી લોકો બીતા નહિ હોય?'

'શરૂઆતમાં બીતા હશે. પણ દેશ એટલો રળિયામણો

અને ફળદ્રુપ છે કે છોડવો કોને ગમે? કુદરતનો વારંવાર કોપ થાય તેનાથી લોકો હવે ઘડાયા છે અને વધારે હિંમતવાન તથા સાહસિક બન્યા છે. મરણની બીક ઓછી થવાથી એ પ્રજા પણ બહુ જ બહાદુર બની છે. તને તો યાદ પણ શું હોય? તારા જન્મ પહેલાંની વાત. તમારી ગણત્રી પ્રમાણે આજથી અઠ્ઠાવીશ વર્ષ પર આ જાપાન જેવડા નાના દેશે જ્યારે રશિયા જેવા પ્રચંડ દેશને હરાવ્યો ત્યારે આખી દુનિયા છક થઈ ગઈ હતી. જાપાનની ખૂબ વાહવાહ થઇ. જાપાનને પણ ત્યારથી પોતાના બળનું ભાન આવ્યું અને તે દહાડાથી ધીમેધીમે પોતાની સત્તા જમાવવા માંડી. આજે તો એ એક આગળપડતો અને બીજા સત્તાવાન દેશોની હારમાં બેસે એવો દેશ થઇ પડ્યો છે. અમેરિકા જેવા મોટા દેશ સાથે પણ ટક્કર ઝીલવા તૈયાર થાય. એનો સત્તાનો લોભ પણ દિવસે દિવસે વધતો જાય છે. તેથી મને તો બીક લાગે છે કે એ પાછો ખત્તા ખાઇ જવાનો છે.'

'આપણે નીચે નથી જવાના? જાપાન બહુ સુંદર છે એટલે મને એનું સૌંદર્ય જોવાનું મન થયું છે.'

'જાપાન એટલો સુંદર છે કે એના સૌંદર્યની છાપ લોકોના જીવન પર પણ પડી છે.' ગરુડરાજ બોલ્યા: 'એમનાં ઘર પણ સ્વચ્છ અને સુંદર. એમને કુદરતનો પણ અતિશય શોખ. ત્યાંના ઉત્સવો પણ કુદરતના પ્રસંગો ઊજવનારા. આજે જ ટોકિયો (અહીંની રાજધાની છે તે)માં એક મોટો કુસુમોત્સવ થઇ રહ્યો છે. તારે જોવા જવું હોય તો જઇશું.'

'બીજું કંઇ જોવાનું નથી?' મેં આતુરતાથી પૂછ્યું.

'એમ તો જાપાનનો ઇતિહાસ બે હજાર વર્ષનો જૂનો છે; એટલે ઘણી યે પ્રાચીન ઐતિહાસિક વસ્તુઓ અને શહેરો જોવાનાં છે. પણ બધું જોવાનો તો વખત નહિ મળે. તે છતાં ત્યાંનાં બે પુરાણાં પાટનગર જોઇશું. બાકી નાગાસાકી, ઓસાકા, કોબે અને યોકોહામા એ જાપાનનાં મુખ્ય વેપારનાં બંદરો છે. તેં બીજાં બંદરો જોયાં છે એટલે એમાં તને મજા નહિ પડે.'

અમે ધીમેધીમે નીચે આવવા લાગ્યા અને એક નાનકડી નદી આગળ ઊતર્યા. 'આવાં નાનાંનાનાં પાણીનાં ઝરણાં ને સરોવરો વગેરે જાપાનમાં ખૂબ છે' એમ ગરુડરાજે મને કહ્યું. હું તો મોં ધોઇને નાહ્યો. પછી ગરુડરાજે કહ્યું કે 'જો આપણે આવે જ વેશે ફરીશું તો આપણને જોઇ લોકોને બહુ જ નવાઇ લાગશે. માટે અહીંના લોકો જેવા જ બની જઇએ.' એમ કહી એમણે મારા માથા પર હાથ મૂક્યો એટલે હું નાનો જાપાની બાળક બની ગયો અને પોતે જાપાની પુરુષ બની ગયા. અમારાં કપડાં પણ બદલાઇ ગયાં. મારાં સૂરવાલ અને પહેરણને બદલે હું તો 'કીમોનો'-માં સજ્જ થઇ ગયો! પછી ગરુડરાજે મને કહ્યું કે 'અહીં એકબીજાને મળીએ ત્યારે નમસ્કાર કે સલામ કરવાનો રિવાજ નથી પણ કમરમાંથી વાંકા વળી એકબે વાર નીચા નમવાનું. વળી સવારના મળીએ ત્યારે "ઓહાયો"—એટલે સુપ્રભાત—એમ કહેવાનો રિવાજ છે; અને છૂટા પડતી વખતે "સાયોનારા". તે માટે હવે તું ભૂલમાં નમસ્કાર બમસ્કાર ના કરતો.'



જાપાનનું પ્રાચીન નગર નારા

જાપાનનું પ્રાચીન નગર નારા અગિયારસો વરસ પહેલાં ત્યાંની રાજધાની હતું. આજે તો ત્યાંના પ્રશાન્ત વાતાવરણ અને જાપાનના જૂના ધર્મ શિન્ટો પંથનાં પ્રાચીન મંદિરો માટે તે પ્રખ્યાત છે. ઉપરના ચિત્રમાં બતાવેલી લાલ લાકડાની કમાન એ મંદિરમાર્ગનું પવિત્ર પ્રવેશદ્વાર છે, જેની છાયામાં મૃદુ હરણાંઓ પ્રવાસી આગળ લાડ કરતાં ટોળે વળે છે. શિન્ટોનું લાલ મંદિર હજારો પિત્તળનાં ફાનસોથી શણગારેલું છે ને રસ્તામાં પણ, ઉપરના ચિત્રમાં દેખાય છે તેવાં, પથ્થરનાં કોરેલાં દીપસ્થાનકો ઠેરઠેર નજરે પડે છે.

31060


આ તાલીમ લઇ હું ગરુડરાજની આંગળી પકડી આગળ ચાલ્યો. રસ્તામાં કેટલાએક લોકોને જોયા. આપણે ત્યાં નાનાંનાનાં છોકરાંને કેડમાં બેસાડીએ છીએ; જાપાનમાં તો એને કપડાં વતી વાંસા પર બાંધવાના. જાપાન દેશ ઊંચેથી તો બહુ નાનો લાગે જ; પણ નીચે આવ્યા પછી પણ આપણા દેશના પ્રમાણમાં બહુ જ નાનોનાનો લાગવા માંડ્યો. ત્યાંનાં ઘરો પણ લાકડાનાં ને વાંસનાં. મને તો ખૂબ ભૂખ લાગેલી, એટલે રસ્તામાં એક ચ્હાગૃહ આવ્યું તેમાં અમે પેઠા. આવાં ચ્હાગૃહો જાપાનમાં ઠેકઠેકાણે પુષ્કળ છે. અંદરથી પણ એવાં સ્વચ્છ! બે કાચના કટોરામાં ચ્હા આવી. આ ચ્હામાં સાકર પણ નહિ અને દૂધ પણ નહિ; વળી ચ્હા પણ આપણા દેશની ચ્હા કરતાં જુદી અને કદાચ એટલી નુકસાનકારક પણ નહિ હોય. ચ્હા સાથે ખાવાને ચોખામાંથી બનાવેલી મીઠાઇ હતી. મેં તો પેટ ભરીને ખાધું અને પીધું. પછી અમે એક મોટા બાગમાં ગયા. ત્યાં એટલાં બધાં હરણો! અને એ બધાં જ પાળેલાં. મને તો હરણો સાથે રમવાની અને તેમને ખાવાનું ખવડાવવાની ખૂબ મજા પડી.'આપણે ક્યાં આવ્યા છીએ?' મેં ગરુડરાજને પૂછ્યું.

'આ શહેરનું નામ નારા. એક વખત એ જાપાનનું પાટનગર હતું. અહીં બૌદ્ધોના મઠ હજી પણ છે. અહીં બુદ્ધદેવની એક પ્રખ્યાત મૂર્તિ છે. તારે એ જોવી હોય તો ચાલ.' અમે તો ચાલ્યા. મંદિર તો લાકડાનું હતું. એમાં કંઇ ખાસ નહોતું, પણ બુદ્ધદેવની બેઠેલી મૂર્તિ ખૂબ જ મોટી હતી. એ પ્રખ્યાત મૂર્તિ ત્રેપન ફીટ ઊંચી છે. જાપાનના લોકો બુદ્ધદેવને 'કવાનન' કહે છે.

એનો અર્થ વિશ્વપ્રેમી એટલે આખી દુનિયાને ચાહનારા એવો થાય છે. આવી જ એક બીજી કાંસાની પ્રચંડ મૂર્તિ જાપાનના પૂર્વ કિનારે આવેલા કામાકોરા શહેરમાં છે. ત્યાંની મૂર્તિ વિષે તો ઠીક ચમત્કારિક વાતો પણ છે. ત્યાં બે વખત મોટા ધરતીકંપ થયા હતા. એક છસો વર્ષ પર અને બીજો બસો વર્ષ પર. દરિયાનાં ભયંકર મોજાંએ આવીને એ મૂર્તિ ઉપરનું લાકડાનું મંદિર તોડી નાખેલું. પણ અંદરની મૂર્તિને કંઇ જ થયું નહોતું. બીજી વખત પણ એ જ પ્રમાણે મોજું આવ્યું, પણ મૂર્તિ તો અડગ જ રહી. આખરે આશરે દસેક વર્ષ પર જ્યારે ધરતીકંપ થયો ત્યારે મૂર્તિ ઉપર પાણી ફરી વળ્યાં અને મૂર્તિને નીચે ગબડાવી પાડી.'

નારાથી અમે કીયોટો ગયા. ગરુડરાજે સમજાવ્યું કે કીયોટોનો અર્થ 'પશ્ચિમની રાજધાની' એવો થાય છે. એક વખત એ જાપાનનું પાટનગર હતું. હજી પણ જાપાનના મિકાડોનો—ત્યાંના બાદશાહ મિકાડો કહેવાય છે—રાજ્યાભિષેક ટોકિયોમાં થયા પછી કીયોટોમાં તો થાય જ. ટોકિયોનું જૂનું નામ યેદો હતું. લગભગ પાંસઠેક વર્ષ પર રાજધાની કીયોટોથી ફેરવાઇ ટોકિયોમાં ગઇ ત્યારે યેદો નામ બદલાઇ ટોકિયો પડ્યું. ટોકિયોનો અર્થ 'પૂર્વની રાજધાની' થાય છે. કીયોટો બહુ સુંદર શહેર છે. ત્યાં જોવાનું પણ પુષ્કળ છે. ખાસ કરીને બાદશાહનો જૂનો મહેલ ને મંદિરો. એ મહેલના બાગમાં અમે ચેરીનાં ઝાડ જોયાં. આચ્છાં ગુલાબી ફૂલોથી ઢંકાએલાં એ ઝાડ બહુ જ ખૂબસૂરત લાગતાં



ફ્યુજીયામા

કોઇપણ દિશાએથી કે કોઇપણ વખતે જુઓ, જાપાનનો આ મંગલમૂર્તિ ગિરિવર ફ્યુજીયામા પાવક-મનોહર જ દેખાવાનો જાપાનીઓના હૃદયનું એ ધન છે. એનું ૪૫૦૦ ફીટ ઊંચું શિખર જ્યાંથી જુઓ ત્યાંથી સોહામણું લાગે છે.



જાપાનની બુદ્ધમૂર્તિ

કામાકુરામાં આવેલી કાંસાની છત્રીસ ફૂટ ઊંચી આ બુદ્ધની મૂર્તિ કરતાં વધુ સુંદર મૂર્તિ જાપાનભરમાં બીજી નથી. ઈ.સ. ૧૨૫૨માં તે સ્થાપેલી. યોકોહામાથી બાર જ માઇલ દૂર હોવા છતાં પણ, આશ્ચર્યની વાત તો એ છે કે, જાપાનના છેલ્લા ભયંકર ધરતીકંપ વખતે તેને આંચ સરખી આવી નહોતી.

હતાં. અમે ત્યાં એક ઝાડ નીચે બેઠા અને પછી ગરુડરાજે મને જાપાનના ઇતિહાસની વાતો પહેલેથી માંડીને કહી.

'આપણો ઇતિહાસ જેમ ક્ષત્રિયોનાં પરાક્રમોથી ભરપુર છે તેમ જાપાનમાં પણ સામુરાઇનાં પરાક્રમ ને વીરતાની અનેક કથાઓ છે. જાપાનના બાદશાહ મિકાડો સૂર્યના પુત્ર એટલે દૈવી અંશના ગણાય છે. લોકો એક વખત તો એમની પૂજા કરતા. દેવના અવતાર જેવા હોઇને તે સાધારણ મનુષ્યો સાથે ભળી શકતા નહિ; માટે એમને મહેલમાં ને મહેલમાં લોકોથી દૂર જ રહેવું પડતું. કીયોટોના મહેલમાં એ નજરકેદ જેવા જ હતા. આથી રાજ્યની ખરી સત્તા ઉમરાવોના હાથમાં ગઈ. ઉમરાવો ખૂબ જબરા થઈ ગયા અને પોતાની સત્તા જમાવવા માંહોમાંહ્ય લડવા લાગ્યા. ખાસ કરીને જે સેનાપતિ થતો તે લશ્કરના જોરે સર્વોપરી થઈ બેસતો. મિકાડો બીચારો પૂતળા જેવો જ. આવા સેનાપતિ શોગન તરીકે ઓળખાતા અને એ શોગનોની સત્તા છેક હમણાં લગી હતી. અંતે આજથી સાઠ પાંસઠ વર્ષ પર હમણાં-ના મિકાડોના દાદાએ ટોકુગાવા વંશના છેલ્લા શોગનને હરાવ્યા અને બધી સત્તા પોતાના હાથમાં લીધી. ત્યારથી જ એમણે કીયોટો છોડી ટોકિયોને રાજધાની બનાવી. ત્યાર પછી તો જોત-જોતાંમાં જાપાન આગળ વધી ગયું.

ફ્યુજીયામાં જેમ રાતોરાત ધરતીમાંથી નીકળી આવ્યો તેમ જાપાન પણ જોતજોતાંમાં જ એશિયાના બીજા દેશો કરતાં ઊંચે ચડી જઈ સત્તાવાન દેશ બની ગયો. એનું કારણ લોકોનો

ઉદ્યમ, લોકોનું અજબ દેશાભિમાન અને બહાદુરી ગણાય. હિંદુસ્તાન અને ચીન દેશ બહુ જ પ્રાચીન અને અતિશય મોટા છે. જાપાને આ બે દેશ પાસેથી ઘણું જ મેળવ્યું છે. બુદ્ધ ભગવાનનો ઉપદેશ હિંદુસ્તાનથી જાપાન સુધી પહોંચ્યો છે, અને ત્યાંના મોટા ભાગના લોકો બૌદ્ધધર્મી છે. જાપાનમાં અત્યારે અનેક સુંદર હસ્તકળાઓ છે. લાખનું કામ, પિત્તળ ઉપર મીનાનું કામ, કોતરકામ વગેરે અનેક હાથકારીગરીઓ માટે એ હિંદુસ્તાન તેમજ ચીન દેશને આભારી છે. તેમ છતાં આજે તો જાપાન નાનો છતાં સ્વતંત્ર અને સત્તાવાન દેશ છે. જાપાનના લોકો આપણા લોકોને "ઇન્ડોજીન" કહે છે, અને અત્યારે તો, એક વખત પૂજ્ય ગણાતા ઇન્ડોજીનો માટે એમને બહુ માન હોય એમ લાગતું નથી.'

કીયોટોના મંદિરમાં મેં એક રાક્ષસી ઘંટ જોયો. લગભગ ચૌદ ફીટનો એનો અંદરનો ઘેરાવો હતો. એનો અવાજ અતિશય ઘાડો પણ મીઠો હતો. કીયોટોથી અમે આકાશ માર્ગે ટોકિયો જવા ઊપડ્યા. કીયોટોથી નીકળ્યા કે થોડે જ દૂર મેં ભૂરા રંગનું, કાચ જેવા નિર્મળ પાણી વાળું બીવા સરોવર જોયું. આપણા ગંગાજી જેવા પવિત્ર ગણાતા આ સરોવરનાં દર્શનથી મને પણ ખૂબ આનંદ થયો. ટોકિયો પાસે આવતાં ફ્યુજીયામાનાં પણ પાસેથી દર્શન થયાં. એને સફેદ કમળની ઉપમા આપી છે તે ખોટી નથી. દરિયાની સપાટીથી એ બાર હજાર ફીટ ઊંચો છે. એક વખત તો જ્વાળામુખી તરીકે એણે રુદ્ર સ્વરૂપ ધારણ કર્યું હતું અને એંશી માઈલ દૂર આવેલા ટોકિયોને પણ ગરમગરમ રાખ વડે



જાપાનમાં કુસુમોત્સવ

જાપાન અતિશય ઠંડો પ્રદેશ હોવાથી વસંતઋતુમાં જ્યારે હૂંફાળો સૂર્ય વનસ્પતિમાં ચેતના પૂરી તેને વિકસાવે ત્યારે લોકો આનંદોત્સવ કરે છે. ઉપલા ચિત્રમાં દેખાય છે તેવા, ગુલાબી ફૂલોથી ઘેઘૂર ચેરીના ઝાડ તળે તેઓ ઉજાણી કરે છે ને કુસુમોત્સવ ઊજવે છે. કોઇપણ જાપાની બગીચામાં જાઓ, ત્યાં ચેરીનું ઝાડ હોવાનું જ. એ લોકોને એનું મહત્ત્વ એનાં ફળ માટે નહિ પણ ફૂલ માટે છે.

ઢાંકી દઈ પોતાનું પોત બતાવ્યું હતું. ત્યાર પછી એ છેલ્લાં ત્રણસો વર્ષથી સૂતો છે. ફરી જાગશે ત્યારે કોણ જાણે શું નહિ કરે!

ટોકિયો પહોંચતાં જ ત્યાં જાણે કોઈ મોટો ઉત્સવ હોય એમ લાગ્યું. એક મોટા બગીચામાં લોકોનાં ટોળેટોળાં, આચ્છા ગુલાબી રંગનાં ફૂલોથી લદાએલાં 'ચેરી'ના ઝાડ નીચે બેઠાંબેઠાં ચ્હા પીતાં હતાં. ગરુડરાજે મને સમજાવતાં કહ્યું કે 'વસંતઋતુના આગમનની વધામણી રૂપ જ્યારે ચેરીનાં ઝાડ પર ફૂલો આવે છે ત્યારે એક મુકરર કરેલા રવિવારના દિવસે લોકો "વેનો" નામના બાગમાં મેળો ભરે છે. હજારો લોકો–આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષો આ બગીચામાં રંગબેરંગી કપડાં પહેરી જાય છે, ઝાડ નીચે બેસી ઉજાણી કરે છે અને ઘેર જતાં પહેલાં એકત્રીસ શબ્દની બનાવેલી ચેરીના ફૂલ વિષેની એક કવિતા ઝાડ પર લટકાવી જાય છે.' જાપાનનો શિયાળો બહુ જ આકરો હોય છે; એટલે વસંતઋતુ આવે છે ને ટાઢ ઓછી થાય છે તે લોકોને બહુ જ ગમે છે. શિશિરની ઠંડીથી કુદરત પણ મરી ગઈ હોય છે અને ઝાડ તદ્દન પાંદડાં વિનાનાં બોડાં થઈ જાય છે. વસંતના આગમનથી કુદરત સજીવન થાય છે, વૃક્ષો નવપલ્લવિત થાય છે, ઝાડોને ફૂલો બેસવા માંડે છે; એટલે વસંતને પ્રેમપૂર્વક સ્વાગત આપતો ઉત્સવ લોકો ઊજવે એમાં શી નવાઈ?

અમે બંને પણ લોકોનાં ટોળાંમાં ભળ્યા અને એક ઝાડ નીચે બેસી ચ્હા પીવા લાગ્યા. મને તો ફેરિયાઓ જાતજાતનાં રમકડાં વેચતા હતા તે જોવાની ખૂબ મજા પડી. બાળકોનો આનંદ

જોઈ મને પણ બહુ આનંદ થયો. જાપાનના લોકો મન મૂકીને ઉત્સવ ઊજવી શકે છે. તરત મને આપણો દેશ યાદ આવ્યો. ઉત્સવ પ્રસંગે પણ આપણા લોકોનાં મોં નિસ્તેજ હોય છે તે યાદ આવ્યાં અને ખરે જ મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. 'આપણા લોકોનો ઉલ્લાસ ક્યાં જતો રહ્યો હશે ? આપણે ત્યાં પણ ઉત્સવો તો હોય છે; પણ કોઇને મન મૂકીને ઉત્સવમાં ભાગ લેતાં આપણે જોતા નથી તેનું શું કારણ ?' મેં ગરુડરાજને પૂછ્યું. એ તો હસ્યા ને બોલ્યા કે 'તારો દેશ તો બુઢ્ઢો થઇ ગયો છે.' મને જરા ગુસ્સો આવ્યો ને કહ્યું કે 'જાપાનના તો બુઢ્ઢાઓ પણ આનંદ કરે છે. ઘડપણ આવે તેથી આનંદ શું કામ જતો રહે ? એવું થાય તો તો મરવું વધારે સારું.' ગરુડરાજ તો ફરી હસ્યા અને મારો વાંસો થાબડી બોલ્યા: 'હિંદુસ્તાનનાં બાળકોમાં આજે આ જાતની ભાવના હશે તો હિંદુસ્તાનના ભવિષ્યને માટે સારું છે.' પછી મને સમજાવતા કહેવા લાગ્યા કે 'હિંદમાતાને માથે ગરીબાઇનો બોજો એટલો બધો લદાયો છે કે એ કમરમાંથી બેવડી વળી ગઇ છે. આવી સ્થિતિમાં એ બાપડીને આનંદ શું તે ક્યાંથી ખબર પડે ? એ બોજો જ્યારે તમે ઓછો કરશો ત્યારે ફરીને તમે હસતાં શીખશો.' હિંદમાતાનો બોજો ઓછો કરવા હું તો ખૂબ આતુર બન્યો અને મેં ગરુડરાજને પૂછ્યું કે 'એ બોજો શી રીતે ઓછો થાય.' ગરુડરાજે કહ્યું કે 'એક વખત જાપાન હિંદનું શિષ્ય હતું. હવે હિંદ જાપાન પાસેથી એક વસ્તુ શીખે; અને તે દેશાભિમાન. દેશાભિમાન માત્ર બોલવામાં જ નહિ, પણ કાર્યમાં. જાપાનમાં પણ



જાપાનમાં બાળકોને તેડવાની રીત

જાપાનીઓ બાળકોને કેડમાં તેડતાં નથી. પણ આ રીતે મોટી બહેનો નાનાં ભાંડુઓને પોતાની પીઠ પાછળ તેડીને ફરે છે. નાની છોકરીઓ ચાલતાં શીખે ત્યારથી જ તેમની પીઠ પર પૂતળીઓ બાંધીને તેમને આ તાલીમ આપવામાં આવે છે.



જાપાનના માછીમારો

ચોખા અને માછલી એ જાપાનીઓનો મુખ્ય ખોરાક છે. જાપાનની ચોમેર દરિયો હોવાથી મચ્છીમારીનો ધંધો ત્યાં પ્રાધાન્ય ભોગવે છે. પણ કેટલાક જૂનવાણી જાપાનીઓની માછલાં મારવાની રીત વિચિત્ર હોય છે. તેઓ માછલાંને ગલ વડે નથી પકડતા, પણ ઉપરના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે હોડીમાં એક ઝુલતા સળિયા ઉપરની લોખંડની ટોપલીમાં દેવતા સળગાવે છે. માછલાં એના પ્રકાશથી આકર્ષાઈ એકઠાં થાય છે, એટલે પછી હોડીમાં બેઠાં છે તેવાં કૉર્મોરન્ટ પક્ષીઓ ઝડપઝપને તેમને પોતાની લાંબી મજબૂત ચાંચમાં પકડી લાવે છે. એમને ગળે કડીઓ પહેરાવેલી હોવાથી તેઓ માછલાં ગળી જઈ શકતાં નથી, અને પાળેલાં હોવાથી ટેવ પ્રમાણે માછલાંને પકડીપકડીને હોડીમાં ઢગલો કરે છે.

અનેક ધર્મો છે, પણ એ બધા કરતાં યે એમનો શ્રેષ્ઠ ધર્મ એક જ, અને તે દેશ પ્રત્યેનો.'

અંધારું થતાં બધા વીખરાવા લાગ્યા. ગરુડરાજે એક જાપાની સાથે દોસ્તી કરી લીધી હતી. એણે અમને એને ઘેર જમવાનું તથા રાતના ત્યાં જ સૂઇ રહેવાનું આમંત્રણ આપ્યું. આથી ત્યાં લોકો કેમ રહે છે એ જોવાની મને ઠીક તક મળી. ત્યાંનાં ઘરો મોટે ભાગે લાકડાનાં ને વાંસનાં હોય છે. એટલે જો આગ લાગે તો બહુ નુકસાન થાય છે. જોકે ધરતીકંપ વખતે આવાં ઘરોને પડી જવાની ધાસ્તી નહિ. ઘરમાં પેસતાં જ એક ઓસરી જેવું, અને પછી એક મોટો ઓરડો. જમવાનો ઓરડો કહો કે સૂવાનો ઓરડો કહો કે મળવાનો, તે આ જ. એ ઓરડાની જમીન સુંવાળી જાડી સાદડીઓથી લગભગ જડી દેવામાં આવે છે. રાતના વખતે એ ઓરડાના વિભાગ કરી નાખવામાં આવે છે. ખસેડી શકાય તેવા સાદડીના પડદા (જેને ત્યાં ફ્યુસ્યુમા કહે છે તે) નાખી દેવાથી ઓરડાની નાની ઓરડીઓ બની જાય છે. આ પડદા સાદડીની ભીંત જેવા જ લાગે છે. સવારના એને પાછા ખસેડી લેવામાં આવે છે. તે ઉપરાંત સફેદ પાતળા કાગળના પડદા (જેને શોજી કહે છે તે) પણ બહારના ભાગને રાત વખતે જુદો પાડે છે.

અમે બહાર અમારા જોડા કાઢી ઓરડામાં પેઠા અને ઘૂંટણ વાળી અર્ધે ઘોડે બેઠા. ત્યાં પલાંઠી વાળીને બેસવાની રીત નથી. થોડી વાર વાતો કર્યા પછી નાના બાજઠો લાવવામાં આવ્યા અને તેના ઉપર અમારું જમવાનું ભાણું આવ્યું. ત્યાંના લોકોનો

મુખ્ય ખોરાક તો ચોખા અને માછલી. જાપાન બેટ રહ્યા એટલે માછલાં પકડવાનો ધંધો ત્યાં સારો ચાલે છે અને ગરીબમાં ગરીબ લોકો પણ એ દરિયાઇ ફળ ખાઇ શકે છે. જમવામાં પીણા તરીકે ચ્હા તો હોય જ. તે ઉપરાંત કેટલાક લોકો ચોખામાંથી બનાવેલો 'સાકે' નામનો દારૂ પણ પીએ છે.

જમી રહ્યા એટલે બાજઠો પાછા અંદર લઇ ગયા. પછી સૂવાનો વખત થયો એટલે પડદાનાં ચોકઠાં ખસેડવામાં આવ્યાં અને અમારે માટે સૂવાને એક નાની ઓરડી તૈયાર થઇ ગઇ. ત્યાં સૂવા માટે પથારી કે પલંગ જેવી ચીજ જ નહિ. અમારા યજમાન અમારે બંનેને માટે લાકડાનાં બે ઉશીકાં તથા બે રજાઈ લાવ્યા અને 'સાયોનારા' કહી કમરમાંથી વાંકા વળી નમન કરી ત્યાંથી ચાલ્યા ગયા.

અમે થોડી વાર તો સૂતા હોઇશું, પણ હું તો ઊંઘી ગયો એટલે પછી શું થયું તેનું મને ભાન જ નથી. પણ જ્યારે હું જાગ્યો ત્યારે અમે આકાશમાં ઊડતા હતા! સવાર ક્યારની પડી ગઇ હતી. સૂર્યનારાયણનો રથ પૂર્વ દિશામાં વેગથી ઉપર ચડતો હતો. નીચે કોઇ પ્રચંડ દેશનો કિનારો દેખાતો હતો. જાપાન જેટલું નાનું લાગતું હતું તેટલો જ એ દેશ ઊંચેથી પણ મોટો જણાતો હતો. કિનારો પણ એનો એટલો લાંબો કે એનો છેડો જ દેખાય નહિ!

'આ કયો દેશ?' મેં ગરુડરાજને પ્રશ્ન કર્યો.

'અમેરિકા'. એમણે ટૂંકો જવાબ આપ્યો.

## પ્રકરણ ત્રીજું

### અમેરિકા

અમેરિકા તો એક મોટો ખંડ છે એમ ભૂગોળમાં હું શીખ્યો છું. દુનિયામાં પાંચ ખંડો છે તેમાં એશિયા પહેલે નંબરે અને અમેરિકા બીજે નંબરે આવે છે. એટલે આકાશમાંથી મેં જે દેશ જોયો તે ખૂબ મોટો લાગે તેમાં નવાઈ નહિ. અમે તો સડસડાટ નીચે ઊતરવા લાગ્યા. નીચે એક મોટું શહેર જણાતું હતું. પાસિફિકના રેતાળ કિનારા પર અમે ઊતર્યા. નીચે ઊતરી પહેલું કામ તો દરિયામાં ડૂબકી મારવાનું જ કર્યું. દરિયામાં નહાવાની મને ખૂબ મજા પડી. બહાર નીકળી હું કપડાં પહેરવા ગયો તો મારો કીમોનો અદૃશ્ય થએલો જણાયો. એની જગ્યાએ ત્યાંની ઢબનાં કપડાં—ટૂંકી પાટલૂન, ખમીસ, નેકટાઈ, વગેરે જોયાં. હું એ કપડાં પહેરી સજ્જ થઈ ગયો. ગરુડરાજ પણ અમેરિકન લેબાસમાં તૈયાર થયા.

મને તો કકડીને ભૂખ લાગેલી એટલે શહેરમાં જઇને પહેલું કામ તો કોઇ રેસ્ટોરાંની મુલાકાત લેવાનું નક્કી કર્યું. શહેરમાં પહોંચતાં તેનાં ઘરો એવાં તો ઊંચાં જોયાં કે ન પૂછો વાત. મેં ગરુડરાજને પૂછ્યું કે 'ચોપડીઓમાં વાંચીએ છીએ તેવો આ

મુખ્ય ખોરાક તો ચોખા અને માછલી. જાપાન બેટ રહ્યા એટલે માછલાં પકડવાનો ધંધો ત્યાં સારો ચાલે છે અને ગરીબમાં ગરીબ લોકો પણ એ દરિયાઇ ફળ ખાઇ શકે છે. જમવામાં પીણા તરીકે ચ્હા તો હોય જ. તે ઉપરાંત કેટલાક લોકો ચોખામાંથી બનાવેલો 'સાકે' નામનો દારૂ પણ પીએ છે.

જમી રહ્યા એટલે બાજઠો પાછા અંદર લઇ ગયા. પછી સૂવાનો વખત થયો એટલે પડદાનાં ચોકઠાં ખસેડવામાં આવ્યાં અને અમારે માટે સૂવાને એક નાની ઓરડી તૈયાર થઇ ગઇ. ત્યાં સૂવા માટે પથારી કે પલંગ જેવી ચીજ જ નહિ. અમારા યજમાન અમારે બંનેને માટે લાકડાનાં બે ઉશીકાં તથા બે રજાઇ લાવ્યા અને 'સાયોનારા' કહી કમરમાંથી વાંકા વળી નમન કરી ત્યાંથી ચાલ્યા ગયા.

અમે થોડી વાર તો સૂતા હોઇશું, પણ હું તો ઊંઘી ગયો એટલે પછી શું થયું તેનું મને ભાન જ નથી. પણ જ્યારે હું જાગ્યો ત્યારે અમે આકાશમાં ઊડતા હતા! સવાર ક્યારની પડી ગઇ હતી. સૂર્યનારાયણનો રથ પૂર્વ દિશામાં વેગથી ઉપર ચડતો હતો. નીચે કોઇ પ્રચંડ દેશનો કિનારો દેખાતો હતો. જાપાન જેટલું નાનું લાગતું હતું તેટલો જ એ દેશ ઊંચેથી પણ મોટો જણાતો હતો. કિનારો પણ એનો એટલો લાંબો કે એનો છેડો જ દેખાય નહિ!

'આ કયો દેશ?' મેં ગરુડરાજને પ્રશ્ન કર્યો.

'અમેરિકા'. એમણે ટૂંકો જવાબ આપ્યો.

## પ્રકરણ ત્રીજું

## અમેરિકા

અમેરિકા તો એક મોટો ખંડ છે એમ ભૂગોળમાં હું શીખ્યો છું. દુનિયામાં પાંચ ખંડો છે તેમાં એશિયા પહેલે નંબરે અને અમેરિકા બીજે નંબરે આવે છે. એટલે આકાશમાંથી મેં જે દેશ જોયો તે ખૂબ મોટો લાગે તેમાં નવાઈ નહિ. અમે તો સડસડાટ નીચે ઊતરવા લાગ્યા. નીચે એક મોટું શહેર જણાતું હતું. પાસિફિકના રેતાળ કિનારા પર અમે ઊતર્યાં. નીચે ઊતરી પહેલું કામ તો દરિયામાં ડૂબકી મારવાનું જ કર્યું. દરિયામાં નહાવાની મને ખૂબ મજા પડી. બહાર નીકળી હું કપડાં પહેરવા ગયો તો મારો કીમોનો અદૃશ્ય થએલો જણાયો. એની જગ્યાએ ત્યાંની ઢબનાં કપડાં—ટૂંકી પાટલૂન, ખમીસ, નેકટાઈ, વગેરે જોયાં. હું એ કપડાં પહેરી સજ્જ થઈ ગયો. ગરુડરાજ પણ અમેરિકન લેબાસમાં તૈયાર થયા.

મને તો કકડીને ભૂખ લાગેલી એટલે શહેરમાં જઇને પહેલું કામ તો કોઇ રેસ્ટોરાંની મુલાકાત લેવાનું નક્કી કર્યું. શહેરમાં પહોંચતાં તેનાં ઘરો એવાં તો ઊંચાં જોયાં કે ન પૂછો વાત. મેં ગરુડરાજને પૂછ્યું કે 'ચોપડીઓમાં વાંચીએ છીએ તેવો આ

રાક્ષસોનો દેશ તો નથી ને? અહીં તો બધું મોટું જ મોટું લાગે છે.' ગરુડરાજ હસી પડ્યા અને કહ્યું, 'હજી ન્યૂ યૉર્ક તો જો, પછી ઊંચાં ઘરો શું તે ખબર પડશે.'

'આ શહેરનું નામ શું?'

'લૉસ ઍંજેલિસ.' ગરુડરાજે ઉત્તર આપ્યો.

આમ વાતો કરતા અમે ત્યાંના મુખ્ય રસ્તા ઉપર પહોંચ્યા ત્યાં તો શોરબકોર સંભળાયો. લોકોનાં ટોળેટોળાં નાસભાગ કરતાં સામેથી દોડતાં આવતાં હતાં. અમે પણ વહેલાવહેલા ટોળાંની અડફટમાં ન આવીએ માટે એક ઓટલા પર ચડી ગયા. જોત-જોતાંમાં તો એક મોટર પૂરપાટ દોડતી વાંકીચૂંકી કોઇ દારૂ પીધેલો હાંકતો હોય એવી રીતે ત્યાંથી પસાર થઈ ગઈ. એની પાછળ પોલીસનાં કપડાંમાં સજ્જ એવાં માણસોથી ભરેલી એક બીજી મોટર વેગબંધ દોડતી નીકળી. હું તો આ બનાવથી એટલો ગભરાઈ ગયો હતો કે મારાથી એક શબ્દ પણ બોલાતો નહોતો. લોકોનાં ટોળાં વીખરાયા પછી અમે એક રેસ્ટોરાંમાં પેઠા. ત્યાં એક ટેબલ આગળ બેઠા પછી જ મારા જીવમાં જીવ આવ્યો. મેં ગરુડરાજ સામે જોયું તો એ તો હસતા હતા. 'આ તો સીનેમાને માટેનો એક દેખાવ હતો;' એમણે મને સમજાવતાં કહ્યું: 'લૉસ ઍંજેલિસનું હૉલીવૂડ નામનું પરું છે. ત્યાં દુનિયાના મોટામાં મોટા સીનેમા સ્ટુડિયો આવેલા છે. ચાર્લી ચૅપ્લીન, કે જૅકી કૂગન ને જૅકી કૂપર વગેરે તમારા બાળપ્રિય ખેલાડીઓ ત્યાં જ રહે છે.'

'પણ આપણે જોયું તે તો બધું ખરેખરું હતું. ખરેખરા

લોકો નાસભાગ કરતા હતા.'

'હા; સીનેમાવાળાઓને જ્યારે કોઈ મોટો દેખાવ—ખાસ કરીને રસ્તામાં લોકોની નાસભાગ અને એમના મોં પર થતી કુદરતી લાગણીઓનો ખરો ચિતાર—આણવો હોય ત્યારે તેઓ ખરેખરા લોકોનું જ ચિત્ર લે છે. તે વખતે અહીંની સુધરાઇ તેમજ પોલીસની પરવાનગી માગી લે છે. લોકોને કંઈ પહેલેથી ચેતવવામાં આવતા નથી. અણચિંત્યું આવું થાય એટલે લોકો ટેવાઈ ગયા છતાં પણ એકાએક તો ગભરાઇ જ જાય.' ચાર્લી ચૅપ્લીન, જૅકી કૂગન વગેરેનાં નામ સાંભળી મને એમને જોવાનું મન તો ખૂબ થયું, પણ ગરુડરાજે કહ્યું કે બધું જ જોવા બેસીશું તો પાર નહિ આવે, એટલે ના છૂટકે એ વિચાર માંડી વાળ્યો. ગરુડરાજે મને કહ્યું કે 'લૉઝેંજેલિસમાં કંઈ ખાસ જોવા જેવું નથી. કિનારો જોકે ઉજ્જડ છે, છતાં થોડેક અંદર જતાં નારંગીઓનાં વનેવન આવે છે. લૉઝેંજેલિસ દક્ષિણ કૅલિફોર્નિયાનું પાટનગર, અને કૅલિફોર્નિયા એટલે અમેરિકાનો ભાગ. ત્યાંનાં ફળફૂલ બહુ જ પ્રખ્યાત ગણાય.'

અમે લૉઝેંજેલિસથી ઊડ્યા ત્યારે રસ્તામાં નારંગી વગેરે ફળોનાં ખૂબ વન જોયાં. અમારો વિચાર વૉશિંગ્ટન જવાનો હતો, પણ રસ્તામાં દુનિયાનું એક અદ્‌ભુત દશ્ય આવે છે તે જોવા ઊતર્યા. ઍરીઝોનાના રણમાં સપાટ જમીન પર જમીનમાં મોટો ચીરાડો પડ્યો હોય તેવી એક અતિશય ઊંડી ખીણ છે. એની લંબાઈ બસો ફીટ અને ઊંડાઈ લગભગ એક માઇલની છે!

એ ભવ્ય ઊંડાણમાં છેક નીચે કોલોરાડો નદી વહે છે. ખરેખર તો આ નદીનું ઊંડું કોતર જ કહેવાય. આ સ્થળને ગ્રૅન્ડ કૅન્યન કહે છે. આ જગ્યાએ કેટલાએક લોકોને માથામાં પીંછાં ખોસીને ચામડાનાં કપડાં પહેરી નાચતા જોયા. એ લોકોની ચામડીનો રંગ પણ જુદો હતો. મેં ગરુડરાજને પૂછ્યું કે 'આ કઈ જાતના લોકો?' એમણે કહ્યું કે 'આ લોકો રેડ ઇંડિયન્સ કહેવાય છે. એ અમેરિકાના મૂળ વતનીઓ છે. કોલંબસે હિંદુસ્તાન શોધવા જતાં ૧૪૯૨ની સાલમાં અમેરિકા શોધી કાઢયો, એટલે આ લોકોને ઇંડિયન્સ (હિંદુસ્તાનના વતનીઓ) કહેવા લાગ્યા હશે. પછી એની ભૂલ જણાતાં આ લોકો અને ખરા હિંદુસ્તાનીઓ વચ્ચે ભેદ બતાવવા એમને "રેડ ઇંડિયન્સ" એટલે રાતા ઇંડિયન્સ તરીકે ઓળખવા લાગ્યા. યુરોપની પ્રજા જેમજેમ વધારે સંખ્યામાં અમેરિકા આવતી ગઇ તેમતેમ આ મૂળ વતનીઓને કિનારા પરથી હઠાવી અંદર કાઢયા. આજે તો એમની સંખ્યા નજીવી જ છે. એક વખત તો એ લોકો જબરા તીરંદાજ હતા, પણ આજના બંદૂકના જમાનામાં એમને સ્થાન ક્યાંથી મળે? સરકારે એ લોકોને સંગ્રહસ્થાનને લાયક ગણી એમને માટે ખાસ કૅમ્પ રાખ્યા છે ત્યાં જ તેઓ રહે છે.






ઉત્તર અમેરિકામાં યુનાઈટેડ સ્ટેટ્સ બતાવતો નકશો



ન્યૂ યૉર્ક : રાતને સમયે

અમે નાચ જોતા હતા ત્યાં તો કેટલાંક સ્ત્રીપુરુષો ઉશ્કેરાઇને વાતો કરતાં ત્યાં આવી પહોંચ્યાં. એમની વાતો પરથી લાગ્યું કે એ લોકો ગ્રૅન્ડ કૅન્યન જોવા આવ્યાં હતાં. અને તાજા જ સ્ટેશન પરથી બારોબાર આવેલા મુસાફરો હતા. એમની ઉશ્કેરણીનું કારણ તો એ હતું કે એમની આગગાડીને ધાડપાડુની ટોળીએ રસ્તામાં અટકાવી હતી ને તેમનાં ગજવાં ખાલી કરાવ્યાં હતાં. આવા સુધરેલા દેશમાં ધોળે દિવસે ધાડપાડુઓ ચોરી કરે! હું તો આ વાત સાંભળી ગભરાઈ જ ગયો. સારું હતું કે અમારે ટ્રેનમાં મુસાફરી કરવાની નહોતી; અને હોત તો પણ મારાં ગજવાં તો ખાલી જ હતાં!

અમે ગ્રૅન્ડ કૅન્યનથી ઊડ્યા તે સીધા વૉશિંગ્ટન જ પહોંચ્યા. અમેરિકાનું આ પાટનગર ઘણું દેખાવડું શહેર છે. ગરુડરાજે મને કહ્યું કે 'યુરોપમાં પૅરિસ જે ઘણું સુંદર શહેર ગણાય છે તેની ઢબે આ શહેર બાંધવાનો પ્રયત્ન કર્યો છે.' અમે તો નદી કિનારે એક બાગમાં ઊતર્યા. એ પટોમક નદી ઉત્તર અને દક્ષિણ પ્રાંતોને છૂટા પાડે છે. એક ફેરિયા પાસેથી ભોંય-સીંગનું મોટું પડીકું લઈ અમે એક ઝાડ નીચે બાંકડા પર બેઠા. હું એ ખાતો ગયો અને ગરુડરાજની વાતો સાંભળતો ગયો. ગરુડરાજે મને કહ્યું કે 'હું તને અહીં ખાસ તો એટલા માટે લાવ્યો છું કે જો અમેરિકા વિષે કંઈ જાણવું હોય તો આ જગ્યા છે. જો આસપાસ નજર કર. પણે દૂર આરસનો પાંચસો ફીટ ઊંચો સ્તંભ જણાય છે. એ જ્યૉર્જ વૉશિંગ્ટનનો કીર્તિસ્તંભ છે.

આણી બાજુ આ પેલું આરસનું મંદિર જણાય છે તે અબ્રાહમ લિંકનનું સ્મારક છે. આ બંને મહાપુરુષોનાં જીવન જાણવાં એટલે અમેરિકાનો ઇતિહાસ જાણ્યો કહેવાય. અમેરિકાનો ઇતિહાસ તો બહુ જ નવો નવો છે; માત્ર ચારસો વર્ષ જ જૂનો. હિંદુસ્તાનનો તો હજારો વર્ષનો જૂનો છે! અમેરિકાના એ ટૂંકા જીવનને આ બે મહાન પુરુષોએ ઠીક ઉજ્જવલ બનાવ્યું છે. જ્યૉર્જ વૉશિંગ્ટનનું નામ તો તમને લોકોને અજાણ્યું નહિ હોય. એને વિષે તમારા પુસ્તકમાં એક પાઠ અને એક કવિતા પણ છે. "પિતાની કુહાડી લઈ બાળ નાનો" એ કવિતા યાદ છે ને? જ્યૉર્જ નાનો હતો ત્યારે એના પિતાએ એને નાની સરખી કુહાડી રમવા આપેલી. આ કુહાડીનો ઉપયોગ નાના બાળકે રમતમાં પિતાનાં માનીતાં ઝાડ કાપી નાખવામાં કર્યો. જ્યારે પિતાએ ગુસ્સે થઇ પૂછ્યું કે એ કામ કોણે કર્યું ત્યારે જ્યૉર્જે જરા પણ ન ગભરાતાં પોતાનો ગુનો કબૂલ કરી દીધો. એ સાચું બોલનાર વીર બાળકે આગળ જતાં અમેરિકાને ઇંગ્લંડની સત્તામાંથી છોડાવી સ્વતંત્ર રાજ્ય બનાવ્યું.

અમેરિકા દેશ ૧૪૯૨ની સાલમાં પહેલવહેલો કોલંબસે શોધી કાઢ્યો ત્યાર પછી યુરોપના જુદાજુદા દેશના લોકો ત્યાં જઈને વસવા લાગ્યા. યુરોપમાં ધર્મ તો એક ક્રિશ્ચિયાનીટી (ખ્રિસ્તી ધર્મ) ગણાય છે, પણ એમાં મતમતાંતર પુષ્કળ છે. એટલે જ્યારે ધર્મને નામે એક મતવાળા બીજા મતવાળા પર—રોમન કૅથલિકો પ્રોટેસ્ટન્ટ પર અને પ્રોટેસ્ટન્ટો રોમન કૅથલિકો

પર—અત્યાચારો કરવા લાગ્યા ત્યારે ઘણા લોકો એ જુલમમાંથી બચવા અમેરિકા નાસી ગયા હતા. યુનાઇટેડ સ્ટેટ્સના પૂર્વના કિનારાના લોકો મોટે ભાગે ઇંગ્લંડના. એ પૂર્વ કિનારે આવેલા પ્રાંતો—ન્યૂ ઇંગ્લંડ, ન્યૂ જર્સી, પેન્સિલવૅનિયા, વર્જિનિયા ઇત્યાદિ—ઇંગ્લંડના રાજાને પોતાનો રાજા માનતા. ઇંગ્લંડે આ દેશપારના પોતાના પ્રાંતો પર સમદૃષ્ટિ રાખી રાજ્ય ચલાવ્યું હોત તો અમેરિકાનો આજનો ઇતિહાસ કંઇ જુદો જ—આખી દુનિયાનો ઇતિહાસ પણ જુદો જ—હોત. પરંતુ ઇંગ્લંડના મંત્રીઓ આંખ મીંચીને આ દેશપારના પ્રાંતો પર ખરાખોટા કર નાખતા ગયા. વખત એવો આવ્યો કે વર્જિનિયાની લોક-પરિષદે ઠરાવ કર્યો કે અંગ્રેજી પાર્લામેન્ટે નાખેલા કર વાળી ચીજ દેશમાં આવવા દેવી નહિ. બીજા પ્રાંતોએ પણ આ ઠરાવ વધાવી લીધો. આને પરિણામે બૉસ્ટન બંદર પર આવેલી ઇંગ્લંડની ચ્હાની પેટીઓને દરિયામાં ફેંકી દેવામાં આવી, એ તો બહુ જ ઐતિહાસિક બનાવ ગણાય. કારણકે ત્યાંથી જ લડાઇનો દાવા-નળ સળગ્યો, અને જોતજોતાંમાં તો આ બધા પ્રાંતો ઇંગ્લંડ સામે યુદ્ધ કરવા કૂદી પડ્યા. આ યુદ્ધમાં જ્યૉર્જ વૉશિંગ્ટન સેનાપતિ તરીકે એટલો તો જનપ્રિય થયો ને પંકાઈ ગયો કે જ્યારે આ પ્રાંતો ઇંગ્લંડથી છૂટા પડી ગયા અને પોતાનું સંયુક્ત પ્રાંતોનું પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું ત્યારે તે એનો પહેલો પ્રેસિડેન્ટ ચૂંટાયો.' ગરુડરાજ બોલતા અટક્યા. પોતાના દેશને સ્વતંત્ર બનાવનાર એ વીરના સ્મારક તરફ મારી નજર ફરી અને એ

ભવ્ય શ્વેત આરસના કીર્તિસ્તંભને દેખી મારું હૃદય ભક્તિભાવથી નમ્યું. પછી ગરુડરાજને મેં પૂછ્યું કે 'અબ્રાહમ લિંકને એવું શું કર્યું કે જેથી એને માટે પણ સ્મારક બાંધ્યું છે?'

'જ્યૉર્જ વૉશિંગ્ટને અમેરિકાના જે જુદાજુદા પ્રાંતોને સંયુક્ત બનાવી એક છત્ર નીચે લાવવામાં મદદ કરી એ જ સંયુક્ત પ્રાંતો સો-પોણોસો વર્ષ પછી પાછા છૂટા પડી જવાની તૈયારીમાં હતા. અબ્રાહમ લિંકને યુદ્ધનું જોખમ ખેડી એ પ્રાંતોને છૂટા પડતા અટકાવ્યા અને એક છત્ર જાળવી રાખ્યું. આજે યુનાઇટેડ સ્ટેટ્સ જે એક બળવાન સત્તા છે તે જો આ પ્રાંતો છૂટા પડી ગયા હોત તો ક્યાંથી હોત?' એમણે કહ્યું.

મેં એ કીર્તિમંદિર જોવાની ઇચ્છા બતાવી. અમે પગથિયાં ચડી અંદર ગયા. ગરુડરાજે કહ્યું કે ગ્રીસનાં મંદિરોની ઢબે આ કીર્તિમંદિર બાંધેલું છે. કેવળ આરસનું ને ખૂબ થાંભલાઓવાળું આ મંદિર સાદું પણ ભવ્ય છે. વચ્ચોવચ અબ્રાહમ લિંકનની બેઠેલી મોટી મૂર્તિ છે. ભીંત પર મોટા સોનેરી અક્ષરોએ લખ્યું છે કે:

"In this temple as in the hearts of his people for whom he saved the union, the memory of Abraham Lincoln is forever enshrined."

અબ્રાહમ લિંકને શા માટે લડાઇ કરી હતી વગેરે જાણવાની મેં ઇચ્છા બતાવી એટલે અમે એક બાજુએ ઓટલા ઉપર બેઠા અને પછી ગરુડરાજે ખૂબ ટૂંકાણમાં એ ઇતિહાસ કહ્યો:

'અમેરિકામાં એવી માન્યતા છે કે ગરીબમાં ગરીબ

ભવ્ય શ્વેત આરસના કીર્તિસ્તંભને દેખી મારું હૃદય ભક્તિભાવથી નમ્યું. પછી ગરુડરાજને મેં પૂછ્યું કે 'અબ્રાહમ લિંકને એવું શું કર્યું કે જેથી એને માટે પણ સ્મારક બાંધ્યું છે?'

'જ્યૉર્જ વૉશિંગ્ટને અમેરિકાના જે જુદાજુદા પ્રાંતોને સંયુક્ત બનાવી એક છત્ર નીચે લાવવામાં મદદ કરી એ જ સંયુક્ત પ્રાંતો સો-પોણોસો વર્ષ પછી પાછા છૂટા પડી જવાની તૈયારીમાં હતા. અબ્રાહમ લિંકને યુદ્ધનું જોખમ ખેડી એ પ્રાંતોને છૂટા પડતા અટકાવ્યા અને એક છત્ર જાળવી રાખ્યું. આજે યુનાઇટેડ સ્ટેટ્સ જે એક બળવાન સત્તા છે તે જો આ પ્રાંતો છૂટા પડી ગયા હોત તો ક્યાંથી હોત?' એમણે કહ્યું.

મેં એ કીર્તિમંદિર જોવાની ઇચ્છા બતાવી. અમે પગથિયાં ચડી અંદર ગયા. ગરુડરાજે કહ્યું કે ગ્રીસનાં મંદિરોની ઢબે આ કીર્તિમંદિર બાંધેલું છે. કેવળ આરસનું ને ખૂબ થાંભલાઓવાળું આ મંદિર સાદું પણ ભવ્ય છે. વચ્ચોવચ અબ્રાહમ લિંકનની બેઠેલી મોટી મૂર્તિ છે. ભીંત પર મોટા સોનેરી અક્ષરોએ લખ્યું છે કેઃ

"In this temple as in the hearts of his people for whom he saved the union, the memory of Abraham Lincoln is forever enshrined."

અબ્રાહમ લિંકને શા માટે લડાઇ કરી હતી વગેરે જાણવાની મેં ઇચ્છા બતાવી એટલે અમે એક બાજુએ ઓટલા ઉપર બેઠા અને પછી ગરુડરાજે ખૂબ ટૂંકાણમાં એ ઇતિહાસ કહ્યોઃ

'અમેરિકામાં એવી માન્યતા છે કે ગરીબમાં ગરીબ



યુનાઇટેડ સ્ટેટ્સના પાટનગર વૉશિંગ્ટનનું મુખ્ય રાજ્યમંદિર



અબ્રાહમ લિંકનનું કીર્તિમંદિર

રસ્તામાં ન્યુસપેપર વેચનાર છોકરો પણ એવી આશા રાખી શકે કે આગળ જતાં એ યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રેસિડેન્ટ થાય. આ માન્યતા જોકે આજના ડૉલરદેવના જમાનામાં તો કંઈ બહુ સંભવિત લાગતી નથી, પરંતુ એક વખત એ ખરી હશે. અબ્રાહમ લિંકન તદ્દન ગરીબ માબાપનો દીકરો હતો. પોતાના આત્મબળે એ અમેરિકામાં પ્રેસિડેન્ટ બન્યો. એ પ્રેસિડેન્ટ બન્યો તે જ વખતે દેશમાં એક મોટા પ્રશ્ન પર ખૂબ ખળભળાટ થઈ રહ્યો હતો. એ પ્રશ્ન ગુલામો સંબંધે હતો. ગોરા લોકો અમેરિકામાં આવ્યા ત્યારે એમની સંખ્યા બહુ મોટી નહોતી. તે અરસામાં ગુલામો રાખવાનો રિવાજ હતો. ઍબિસીનિયા વગેરે આફ્રિકાના પ્રદેશમાંથી કાળા હબસીઓને પકડી લાવી અહીં ગુલામ તરીકે વેચવામાં આવતા. એમની પાસે ગોરા લોકો ખેતીનું કામ કરાવતા. શરૂઆતમાં તો ગોરા લોકો અમેરિકાને પૂર્વ કિનારે વસ્યા હતા. પહેલું જે સંયુક્ત મંડળ બન્યું તેમાં પણ સાતઆઠ પૂર્વના પ્રાંતો જ જોડાયા હતા. પરંતુ ધીમેધીમે એ લોકોએ પશ્ચિમ તરફ પગપેસારો કરવા માંડ્યો. જેમજેમ લોકો અંદર જતા ગયા તેમતેમ નવા પ્રાંતો બનતા ગયા અને આ પ્રાંતો મંડળમાં જોડાવા લાગ્યા. પરંતુ જે લોકો આમ નવા પ્રાંતોમાં વસવા ગયા તેમણે પહેલેથી જ કબૂલત કરાવી લીધી કે એમના નાગરિક હક્ક નવા પ્રાંતોમાં સચવાવા જોઈએ, તેમજ ભવિષ્યમાં એમની સ્વતંત્રતા પર કોઈ જાતની ત્રાપ મારવામાં આવે નહિ. એને અંગે સંયુક્ત સરકાર તરફથી એક ઑર્ડિનન્સ બહાર પાડવામાં

આવ્યો કે પશ્ચિમના પ્રાંતોમાં કોઇને પણ ગુલામ તરીકે રખાય નહિ. દરેક મનુષ્યના હક્ક ત્યાં સમાન ગણવા. જે જે નવા પ્રાંતો થયા તેને આ ઑર્ડિનન્સ લાગુ પડ્યો. તેને લીધે એ પ્રાંતોમાંથી તેમજ ઉત્તરના પ્રાંતોમાંથી ગુલામીનો રિવાજ સમૂળગો ગયો. માત્ર દક્ષિણ પ્રાંતો જ્યાં ખેતીનું જોર વિશેષ હતું ત્યાં આ રિવાજ રહ્યો. આ ઑર્ડિનન્સને પરિણામે આગળ જતાં પટોમક નદીને ઉત્તરે આવેલા પ્રાંતો અને દક્ષિણે આવેલા પ્રાંતો વચ્ચે ભારે યુદ્ધ થયું. ઉત્તર પ્રાંતોમાં વેપારનું જોર વિશેષ હોવાથી ગુલામોની જરૂર નહોતી, જ્યારે દક્ષિણ પ્રાંતોમાં ખેતી જ જીવનનું મુખ્ય સાધન હતું એટલે ગુલામો વિના ચાલે તેમ નહોતું. આ જ અરસામાં મીસીસ સ્ટો નામની બાઈએ "અંકલ ટૉમ્સ કૅબિન" નામનું જગવિખ્યાત પુસ્તક લખ્યું. તેમાં ગુલામો પર કેવો જુલમ વર્તાતો હતો તેનું હૃદયદ્રાવક વર્ણન કર્યું છે. આ પુસ્તકે ભારે ખળભળાટ કર્યો અને ઉત્તરવાળા તો ગુલામીનો સદંતર નાશ કરવાને તૈયાર થયા. પરંતુ દક્ષિણમાં ગુલામોની સંખ્યા એટલી મોટી હતી કે આ કામ શક્ય લાગતું નહોતું. અબ્રાહમ લિંકન આ કારણે ગુલામી સદંતર નાબૂદ કરવાની તરફેણમાં નહોતો, જોકે નવા પ્રાંતોમાં તો એ ન જ દાખલ કરવી એ માટે સખ્ત આગ્રહ ધરાવતો હતો. પરંતુ દક્ષિણ પ્રાંતોને આ હક્ક જોઈતો હતો. સંયુક્ત સરકારને આ બાબત ઑર્ડિનન્સ કાઢવાનો હક્ક નહોતો એ એમની દલીલ હતી. એટલે જે દિવસે લિંકન પ્રેસિડેન્ટ થયો તે જ દિવસે કૅરોલીના પ્રાંતની

ધારાસભાએ સંયુક્ત મંડળમાંથી છૂટા પડવાનો ઠરાવ કર્યો. આ જોઈને બીજા પણ દક્ષિણના પ્રાંતોએ છૂટા પડવાના ઠરાવો પસાર કર્યા. લિંકન આગળ એક મોટો પ્રશ્ન ખડો થયો કે આવી રીતે પ્રાંતોને સંયુક્ત મંડળમાંથી છૂટા પડી જવાનો હક્ક છે કે કેમ? લિંકને દૃઢતાથી મત આપ્યો કે પ્રાંતોને છૂટા પડવાનો હક્ક નથી. સંયુક્ત સરકારના હુકમનો અનાદર કરવા માટે દક્ષિણ પ્રાંતોને બળવાખોર ઠરાવી લિંકને એમની સામે લશ્કર મોકલવાનું જાહેર કર્યું. લડાઈમાં દક્ષિણ પ્રાંતો હાર્યા. મંડળનું રાજ્ય વધારે દૃઢ બન્યું. પણ સૌથી સારું પરિણામ તો એ આવ્યું કે ગુલામીને સદંતર નાબૂદ કરવામાં આવી.'

'એ બધા ગુલામોનું શું થયું?'

'એ બધાને છોડી મૂક્યા. શરૂઆતમાં તો એ બીચારા બહુ હેરાન થયા. અને દક્ષિણ પ્રાંતો તો હજી પણ ત્યાં વસતા હબસીઓને ગુલામ જેવા જ ગણે છે; બીચારાને માણસમાં ગણતા જ નથી. એમને માટે શાળાઓ જુદી, ટ્રામ વગેરેમાં બેસ-વાની જગ્યા જુદી, નાટકશાળામાં બેસવાનું જુદું અને સૌથી વધારે તો દેવળોમાં પણ એમને માટે જગ્યા જુદી! કોઈવાર તો નજીવા ગુના માટે એમની ચામડી ઉતારીને મારી નાખવામાં આવે છે કે જીવતા બાળી પણ દેવામાં આવે છે!'

આ સાંભળીને મને તો કંપારી છૂટી. 'માણસો માણસો પર આવો જુલમ ગુજારી શકે? વાર્તાઓની ચોપડીમાં તો વાંચીએ છીએ કે રાક્ષસો જ આવું કામ કરે!' મારાથી બોલી જવાયું

ગરુડરાજ હસ્યા: 'હિંદુસ્તાનમાં તમે જુલમ ક્યાં નથી કરતા? તમારા જ ભાઈઓને તમે અસ્પૃશ્ય ગણી જુદા કાઢ્યા છે. ગામડામાં ખાબોચિયાનું ગંધાતું પાણી પીએ પણ એક કૂવે તમે એમને પાણી ન પીવા દો. તમારી શાળામાં એમનાં બાળકોને ભણવા ન દો. તમારાં મંદિરોમાં પણ બીચારાને પેસવા ન દો. મારા ભગવાન ફરી અવતાર લઈને આવે તો તમારા આ જુલમી હિંદુ ધર્મને જોઈને ગભરાઈ જ જાય. અને જેમ રાવણ, કંસ વગેરેનો નાશ કર્યો હતો તેમ તમારા અધર્મને ધર્મ મનાવનારા પંડિતોનો તો જરૂર નાશ કરે!' ગરુડરાજ ઉશ્કેરાઈને બોલ્યા.

'ભગવાન ફરી જન્મ લેશે ખરા?' મેં કુતૂહલથી પૂછ્યું.

'લેશે જ. ધર્મની ગ્લાનિ થશે તો લેવો જ પડશે' ગરુડરાજે કહ્યું.

'આ વખત શેનો અવતાર લેશે?'

'કોને ખબર. કદાચ તમારી કહેવાતી અસ્પૃશ્ય જાતિમાં જ અવતરશે.' ગરુડરાજ હસ્યા. 'અમેરિકાનું પાટનગર તો જોયું, પણ ખરું તો એનું ડૉલરધામ જોવાનું છે. તે જોઈ આપણે અમેરિકા છોડીશું.' એમ કહી ગરુડરાજે મને ઉપાડ્યો અને અમે ઊડતા ન્યૂ યૉર્ક પહોંચ્યા.

આકાશમાંથી પણ ન્યૂ યૉર્ક જબરદસ્ત શહેર લાગે છે. એનાં ગગનભેદી મોટાંમોટાં મકાનો જોઈ એ કોઈ રાક્ષસનગરી હોય એવું જ લાગ્યું. મુંબઈ બેટની માફક એ પણ ટાપુ ઉપર વસેલું છે, અને આસપાસ આવેલા પાણીને લીધે વિસ્તારમાં



માનહટ્ટન ટાપુ પર વસેલું ન્યૂ યૉર્ક

મુંબાઇની માફક ન્યૂ યૉર્ક પણ માનહટ્ટન નામના ટાપુ પર વસેલું હોવાથી તેના વિસ્તારને માટે નીચે જગ્યાની તંગાશ પડવાને કારણે ઊંચે આકાશ તરફ વધવા માંડ્યું છે. 'સ્કાઈ સ્ક્રેપર્સ' નામથી ઓળખાતાં તેનાં ગગનચુંબી સીધાં ઊભાં મકાનોએ આજના સ્થાપત્યમાં એક નવી લાક્ષણિક પદ્ધતિ શરૂ કરી છે. ઉપરનું ચિત્ર લોઅર માનહટ્ટન વિભાગનો ન્યૂ યૉર્કનો દરિયાકિનારાનો ભાગ બતાવે છે.

વધી શકતું નથી એટલે આકાશ તરફ વધે છે. હજારબાર મજ-
લાનાં ઘરોનો તો ત્યાં હિસાબ જ નહિ. જેમજેમ
અમે નીચે ઊતરતા ગયા તેમતેમ બધું સ્પષ્ટ જ-
ણાવા માંડ્યું. ન્યૂ યૉર્કના બારામાં એક નાના ટાપુ
પર એક પ્રચંડ સ્ત્રીની મૂર્તિ જોઈ. એના હાથમાં
મશાલ હતી. સંધ્યાકાળને ઘંટે એ મશાલ સળગે
છે. ગરુડરાજે કહ્યું કે 'એ ન્યૂ યૉર્કનું આંગણું છે.
એ મૂર્તિ સ્વતંત્રતાદેવીની છે. અમેરિકા સ્વતંત્ર થયું
તેનું આ સ્મારક છે. વહાણો બારામાં પેસતાં જ
સ્વતંત્રતાદેવીનાં દર્શન કરે છે. જોકે હવેના ટીકા
કરનારા કહે છે કે સ્વતંત્રતાદેવી બીચારી એ નાના
ટાપુ પર જ કેદ થઈ છે. દેશની અંદર જઈ શકી જ નથી!'



અમે એક બાગમાં ઊતર્યા. ત્યાંથી દરવાજા બહાર નીક-
ળ્યા તો મોટો સરિયામ રસ્તો આવ્યો. રસ્તા પર બસ, મોટર
અને લોકોની ઠીક ગિરદી હતી. અમે એક બસમાં માંડમાંડ બેઠા.

'ન્યૂ યૉર્કનો આ પ્રખ્યાત રસ્તો; આ પાંચમી ઍવેન્યુ'.
ગરુડરાજ બોલ્યા: 'કરોડપતિઓનાં ઘર આ રસ્તા પર આવેલાં
છે. મોટીમોટી દુકાનો પણ આ રસ્તા પર છે.'

બસમાં બેઠાંબેઠાં રસ્તે ચાલતા લોકોને જોવાની ઠીક મજા
પડી. મને લાગ્યું કે આ ન્યૂ યૉર્કના લોકોને ધીરે ચાલતાં આવડતું
જ નથી. રસ્તામાં જાણે દોડતા હોય તેમ જ ચાલે!

મેં ગરુડરાજને પૂછ્યું કે 'આ લોકો આમ કેમ ચાલે છે?'

એના જવાબમાં ગરુડરાજ હસ્યા અને બોલ્યા કે 'દુનિયાએ એમને મન ઘોડાની શરત છે. બધા દેશો કરતાં એમને મોખરે રહેવું છે. એટલે દોડવાની ટેવ પડી ગઈ છે! બીજા દેશોની સરખામણીમાં અમેરિકા થોડા કાળ પર જન્મ્યો એમ કહેવાય. હજી ગઈ કાલે તો ઘૂંટણિયાં તાણતો હતો. હવે ચાલતાં આવડ્યું એટલે બીજા દેશોને પકડી પાડવા એણે દોડવું જ જોઈએ ને?'

જેમજેમ મોટી દુકાનો આવતી ગઈ તેમતેમ ભીડ વધતી ગઈ. અમારી બસનો વેગ બહુ જ ધીમો પડી ગયો. થોડી વારે અમે ગ્રીસના મંદિરની ઢબે બાંધેલા પથ્થરના એક વિશાળ મકાન આગળ ઊતર્યા.

'આ શું છે?' મેં પૂછ્યું.

'કાર્નેગી કરીને એક મોટો કરોડપતિ અહીં થઈ ગયો. એ મોટો દાનવીર હતો. એણે પુસ્તકાલયો પાછળ ખૂબ પૈસા ખરચ્યા છે. આ પણ પુસ્તકાલય છે. અંદર બાળકોનો ખંડ ખાસ જોવા જેવો છે એટલા માટે જ તને અહીં લાવ્યો,' ગરુડરાજ બોલ્યા.

બાળપુસ્તકાલય માટે બે મોટા ખંડ રાખ્યા હતા. એક બાઈ જેના તાબામાં આ વિભાગ હતો તેણે અમને બધું સમજાવ્યું. એક ખંડ બાળકો પુસ્તકાલયમાં આવીને વાંચે તેને માટે છે. બીજો ખંડ ઘેર લઈ જવાય એવાં પુસ્તકો માટે છે. આટલાં બધાં અને સુંદર પુસ્તકો જોઈ મારા મોંમાં પાણી છૂટ્યું. પેલી બાઈએ અમને જણાવ્યું કે દુનિયાના બધા દેશોને લગતાં પુસ્તકો —ત્યાંની દંતકથાઓ, ઇતિહાસની કથાઓ વગેરેવગેરે ત્યાં હતું.

નીચે ઊતર્યા.

'આ વૂલવર્થ.' ગરુડરાજે કહ્યું. એ અઠ્ઠાવન માળનું મકાન એક વખત ઊંચામાં ઊંચું ગણાતું. આજે તો એથી યે ઊંચાં મકાન બંધાયાં છે. આ મકાનમાં એક નાના ગામડાની વસ્તીથી યે વધારે વસ્તી હશે. ઉપર ચડવા માટે ત્યાં તો લિફ્ટ—અમેરિકન ભાષામાં ઍલવેટર—વાપર્યા સિવાય છૂટકો જ નહિ. પહેલાં તો અમે ઉપર રેસ્ટોરાંમાં ગયા. ત્યાં ચ્હા પીધી અને ખાધું. અહીંનાં રેસ્ટોરાંમાં મને એક વિચિત્ર રિવાજ લાગ્યો. લૉઝેંજેલિસમાં અને ન્યૂ યૉર્કમાં પણ મેં જોયું કે જેવા ટેબલ આગળ જઇને બેસીએ કે વેઇટર પહેલો બરફના પાણીનો ગ્લાસ લાવીને જ આપણી આગળ મૂકે અને પછી પૂછે કે તમને શું જોઇએ છે! ન્યૂ યૉર્કનાં રેસ્ટોરાંમાં તો કાળા હબસીઓ વેઇટર તરીકે કામ કરતા હતા! ચ્હા પી કરી પાછા લિફ્ટમાં બેસી અમે મકાનની ટોચ પર ગયા. એટલો ઠંડો પવન વાતો હતો કે ન પૂછો વાત! આખું શહેર ત્યાંથી દેખાતું હતું. નીચે ચાલતા લોકો તો મંકોડા જેવા જણાતા હતા. સમીસાંજ થઈ હતી એટલે દૂર સ્વતંત્રતાદેવીની મશાલનો પ્રકાશ મેં જોયો. બહુવાર ત્યાં ઊભા રહેવાય તેમ નહોતું એટલે અમે નીચે ઊતર્યા. અને ત્યાંથી આગળ રસ્તા પર થોડે જ દૂર એક ભોંયરામાં પેઠા. નીચે સ્ટેશન હતું. ન્યૂ યૉર્કમાં જમીનની અંદર રેલગાડીઓ દોડે છે, જમીનથી ઉપર પણ દોડે છે. એ ઉપરાંત બસ, ટ્રામ અને મોટરો દોડે છે, તોયે જ્યાં જાઓ ત્યાં લોકોનો ઊભરો સમાતો નથી! જ્યાં જોઇએ ત્યાં ભીડ. અમારી રેલગાડીમાં પણ ઠીક ભીડ હતી. એક

સ્ટેશન પર અમે ઊતર્યા અને ઍલવેટરમાં બેસી ઉપર ગયા. જે રસ્તા પર હવે અમે નીકળ્યા તે રસ્તાનો ભપકો કંઈ ઓર જ હતો. બંને બાજુએ વીજળીની રોશનીની જાહેરખબરો ઝબકઝબક કરી આંખો ઝાંખવી નાખતી હતી. રાત પડી હતી છતાં ધોળા દિવસ જેવો ઉજાસ હતો.

'આ લોકોની દિવાળી છે કે શું?' મેં ગરુડરાજને પૂછ્યું.

'આ ન્યૂ યૉર્કનો પ્રખ્યાત રસ્તો બ્રૉડવે. આ રસ્તા પર તો બારે માસ દિવાળી. અહીં દિવસ કરતાં પણ રાતના વધારે ભીડ હોય છે. નાટકશાળાઓ, સીનેમાગૃહો બધાં આ જ રસ્તે આવેલાં છે. તને શૉખ હોય તો સીનેમા જોવા જઈએ. આ દેશમાં નાટકો કરતાં સીનેમા વધારે લોકપ્રિય છે.'

અમે તો એક મોટા સીનેમાગૃહમાં પેઠા. અંદરથી તો એ એક રાજમહેલ જેવું ભપકાબંધ હતું. સીનેમા જોવા હું બેઠો તો ખરો પણ આખા દિવસનો થાકેલો તે મને તો ખૂબ જ ઊંઘ આવવા લાગી અને ખરે જ હું ઊંઘી ગયો. જ્યારે જાગ્યો ત્યારે અમે આકાશમાં ઊડતા હતા. ઠંડી પુષ્કળ વાતી હતી. નીચે ધુમ્મસ એટલી હતી કે કંઈ જ દેખાતું નહોતું. ધુમ્મસનું પડ વટાવી નીચે ગયા ત્યારે ઝાંખુંઝાંખું દેખાવા માંડ્યું, પરંતુ જમીન પર પગ મૂક્યો ત્યારે મને લાગ્યું કે અમે પૃથ્વી પર પહોંચ્યા છીએ. વરસાદ ધીમોધીમો આવતો હતો, તેને લીધે પણ ધુમ્મસ વધારે હતું. 'આ તે કેવો દેશ?' મારાથી ધ્રૂજતાં બોલી જવાયું.

આ તો 'ઇંગ્લંડ.' ગરુડરાજ બોલ્યા.

## પ્રકરણ ચોથું

### ઇંગ્લંડ

ઇંગ્લંડનું નામ સાંભળી મારા શરીરમાં જાણે વીજળી પ્રસરી. ઇંગ્લંડ વિષે તો કેટલું બધું સાંભળેલું! મારા બાપા ઇંગ્લંડ–વિલાયત–જઈ આવેલા, અને મારા કાકા પણ જઇ આવ્યા હતા. મારાં દાદી મને હમેશાં કહેતાં: 'અરુણ! તું મોટો થઇશ ત્યારે વિલાયત જઇશ ને?' અને હું ખૂબ છાતી ફુલાવી કહેતો કે 'જરૂર.' જાણે વિલાયત જવામાં શો વાઘ મારી નાખ્યો હોય! તે જ આ વિલાયત? અમે ઊતર્યા ત્યારે તો એ દિવ્ય દેશને ધુમ્મસે ઢાંકી દીધો હતો, એટલે ચાર ડગલાં આગળનું પણ અમારાથી જોઇ શકાતું નહોતું. ગરુડરાજે મને સમજાવ્યું કે અમે ઇંગ્લંડના પ્રખ્યાત વિમાનના સ્ટેશન ક્રૉઇડનના મેદાન પર ઊતર્યા હતા. આ સ્ટેશનેથી વિમાન દૂરદૂર દેશાવર ઊડે છે. અહીંથી વિમાનમાં ઊડી હિંદુસ્તાન પણ જવાય. ત્યાં કરાચીમાં વિમાનનું મોટું સ્ટેશન છે. મને વિમાનો જોવાની હોંસ હતી, પણ ધુમ્મસને લીધે કશું જ દેખાતું નહોતું. મેં આકળાઇને ગરુડરાજને કહ્યું કે 'આમ ધુમ્મસ ક્યાં લગી રહેશે?' ગરુડરાજ હસ્યા અને કહ્યું કે 'દુનિયામાં જો કોઇ અસ્થિરમાં અસ્થિર વસ્તુ હોય

તો તે ઇંગ્લંડની હવા. વિલાયતમાં અત્યારે ઉનાળાની મોસમ છે અને અહીંનો ઉનાળો તો બહુ જ આનંદદાયક હોય છે; તે છતાં આજે વરસાદ આવ્યો એટલે બધે અંધારું! વરસાદ બંધ રહેશે એટલે કદાચ એક કલાકની અંદર સૂર્યનારાયણ દર્શન આપશે ને આવો અંધારિયો દિવસ ઊગ્યો હતો એ બધા ભૂલી જશે.'

'આપણા દેશમાં જેમ ઋતુએ ઋતુએ હવા બદલાય છે તેવું અહીં નથી?'

'ના રે.' ગરુડરાજ બોલ્યા: 'વરસાદ તો આ દેશમાં ગમે ત્યારે આવે. છત્રી વિના તો અહીં કદી બહાર નીકળાય જ નહિ. અહીંનો શિયાળો ખૂબ કડક, વસંતઋતુ બહુ જ મોહક ને ઉનાળો પણ ઘણો સારો. પણ જો વરસાદ આવવા પર ચડે તો વસંત ને ગ્રીષ્મ બંનેને બગાડે. દેશની હવા ત્યાંનાં મનુષ્યો પર કેવી અસર કરે છે તે તેં જાપાનમાં જોયું હશે. જાપાનમાં વારંવાર થતા ધરતીકંપને લીધે ત્યાંની પ્રજા બેધડક બહાદુર બની છે. ઇંગ્લંડમાં હવાની અસ્થિરતાને લીધે લોકોને સારો દિવસ હોય તો તેનો પૂરો લાભ લઈ લેવાની ટેવ પડી ગઇ છે ને તેને લીધે અહીંની પ્રજા બહુ જ સાવધાન, પોતાનો મોકો ચૂકે નહિ એવી બની છે. આ ગુણો એમને વ્યાપારમાં બહુ જ ઉપયોગી થઇ પડયા છે, અને તેથી દુનિયામાં સર્વશ્રેષ્ઠ વેપારી પ્રજા આ દેશની છે.'

'ત્યારે તો હિંદુસ્તાનમાં હવાની સ્થિરતાનું પરિણામ સારું જ હશે.' મેં મગરૂરીથી કહ્યું.

'તમારે ત્યાં તો ઋતુચક્ર નિયમિત રીતે ફર્યા કરે છે.

મહા મહિનાનું માવઠું એ તો અપ્રાસંગિક બનાવ ગણાય. આ કારણથી તમે માની બેઠા છો કે દુનિયામાં બધું નિર્માણ છે અને તે નિયમિત રીતે થયા જ કરે છે. આ તમારી ભાવનાને લીધે તમે એવા બેદરકાર બન્યા છો કે ન પૂછો વાત. તમારો દેશ પણ તમે એ જ બેદરકારીને લીધે ગુમાવ્યો એમ કહું તો ખોટું નહિ. તમને વખતની જરા યે પરવા કે કિંમત નથી અને ખરા પ્રસંગો ચૂકી જવામાં તમે એક્કા બની ગયા છો!'

ગરુડરાજ કોણ જાણે બહુ જ તિરસ્કારથી બોલતા હતા. એમના શબ્દો મને તો બાણની માફક વીંધતા હતા. આમ વાતો કરતાં અમે ટૅકસી–ભાડાની મોટર–માં બેઠા ને લંડન તરફ વળ્યા.

લંડન વિલાયતનું તો શું પણ આખી દુનિયાનું પાટનગર ગણાય છે. બેમાં કોણ મોટું એ વિષે લંડન તથા ન્યૂ યૉર્ક વચ્ચે આજે સ્પર્ધા ચાલી રહી છે. મકાનોની ઊંચાઈથી જો શહેરની મોટાઇનું માપ કાઢીએ તો તો બેશક ન્યૂ યૉર્ક જ મોટું ગણાય. નહિતર તો એક મહાન સામ્રાજ્યના પાટનગર તરીકે લંડનની મહત્તા તો બહુ ભારે છે. ક્રૉઈડનથી લંડન દસ માઇલ દૂર છે. ધુમ્મસ ના હોત તો અમે ક્યારના લંડન પહોંચી ગયા હોત. તોયે ધીમેધીમે કરતાં આખરે તો પહોંચ્યા. કેટલાંયે મકાનો પસાર કરતા અમે એક બાગમાં પેઠા. ત્યાં એક મોટા પથ્થરના મકાન આગળથી અમારી ટૅકસી પસાર થતી હતી તે જોઇ ગરુડરાજ બોલ્યાઃ 'આ જોયો? બકિંગહમ પૅલેસ,–અહીંના રાજાનો મહેલ.'

મને બહારથી તો એ મકાન બહુ સાધારણ લાગ્યું. ત્યાંથી

પિકાડિલીના પ્રખ્યાત રસ્તા પર થઇ અમે પિકાડિલી સરકસ પહોંચ્યા. આ જગ્યાએ પુષ્કળ ગિરદી હતી. લંડનની જાણીતી દુકાનો આની આજુબાજુ આવી છે. લંડનની નાટકશાળાઓ પણ આ જ લત્તામાં છે. ને જાણીતાં રેસ્ટોરાં–ભોજનગૃહો પણ આની આજુબાજુ પુષ્કળ છે.

ગરુડરાજે મને કહ્યું કે 'દિવસ કરતાં રાતના અગિયાર–બારને શુમારે જ્યારે બધી નાટકશાળાઓ તેમજ રેસ્ટોરાંઓ લોકસમૂહને બહાર ઠાલવે છે ત્યારે પિકાડિલી સરકસ આગળ ગિરદીનો પાર નથી રહેતો. જાણે માનવસમુદ્ર ઊલટયો ન હોય!'

અમે એક રેસ્ટોરાંમાં ખાવા પેઠા. એક ટેબલ આગળ જઈને બેઠા ત્યાં વેઇટર જમવાની વાનીઓનું પત્ર-મેન્યુ લઇને આવ્યો. હું અંગ્રેજી થોડુંઘણું વાંચી શકું છું, પરંતુ આમાં શું લખ્યું હતું તે કંઈજ સમજાયું નહિ.

મારી મૂંઝવણ જોઈ ગરુડરાજ હસ્યા ને બોલ્યા કે 'આ દેશમાં ભોજનપત્રફ્રેંચ ભાષામાં જ લખાય છે; ને ફ્રેંચ ભાષામાં એ લખે તે જ ભોજનગૃહની મોટાઇ વિશેષ ગણાય. તમારા દેશમાં જેમ અંગ્રેજી ભાષાને મહત્ત્વ અપાય છે ને પોપટની માફક એ ભાષા બોલે તે જેમ સર્વ કેળવણીસંપન્ન ગણાય છે તેમ અહીં ફ્રેંચ ભાષાની મહત્તા છે!'

'પણ અંગ્રેજી ભાષાની મોટાઇ તો અંગ્રેજોએ હિંદનો કબજો લીધો તેમાં. ફ્રેંચ ભાષાને ઇંગ્લંડ સાથે શું લાગેવળગે?' મેં પ્રશ્ન કર્યો.

ગરુડરાજે ખુલાસો કર્યો. 'આશરે આઠસોનવસો વર્ષ પર

જ્યારે ફ્રાન્સના નૉર્મંડી પ્રાંતના વિલિયમે ઇંગ્લંડ સર કર્યું ત્યારથી ફ્રેંચ ભાષા ઇંગ્લંડમાં દાખલ થઇ. શરૂઆતમાં તો એ દરબારી ભાષા ગણાતી, પણ પછી ધીમેધીમે લોકોનું દેશાભિમાન વધ્યું તેમતેમ સ્વભાષા તરફ ઢળ્યા અને આજે એ જમાનાના સ્મરણ તરીકે અને ફ્રેંચ રસોઇયાઓ અંગ્રેજ રસોઇયાઓ કરતાં ચડિયાતા છે એ બતાવવા માત્ર ભોજનપત્રો જ ફ્રેંચ ભાષામાં લખાય છે! ચાલતે દિવસે તમારે ત્યાં અંગ્રેજી ભાષાની પણ એ જ દશા થશે. તે વખતે એ ભાષાના અવશેષો શામાં રહેશે તે જાણવાની મજા પડશે નહિ?' ગરુડરાજે છેવટે હસીને પૂછ્યું.

લંડનનું વાતાવરણ ધુમ્મસિયા, ત્યાંનાં મકાનો પણ ધુમાડિયા રંગનાં, ત્યાંનાં સ્ત્રીપુરુષોના પોષાક પણ કાળા કે કોઇ ઘેરા રંગના. આ બધું રંગ વિનાનું શોકપ્રદર્શિત વાતાવરણ જોઇ મને નવાઇ લાગી.

'અમારા લોકો આ દેશ પાછળ શા માટે ગાંડા છે? અહીં આવા અંધારિયા દેશમાં એવો તે શો જાદુ છે કે રાજા-મહારાજાઓ અને ગરીબ વિદ્યાર્થીઓ પણ ખૂબ ખૂબ પૈસા ખરચી આ દેશમાં આવે છે?' મેં ગરુડરાજને પૂછ્યું.

'એનાં કારણ અનેક છે. એક તો હિંદ અને ઇંગ્લંડનો સંબંધ. હિંદુસ્તાનમાં તો એ ભાવના જ પેસાડી દીધી છે કે જેટલું અંગ્રેજી એટલું બધું જ પહેલા નંબરનું. અહીંનો અધકચરો પણ તમારા દેશમાં વિદ્વાનમાં ખપે! સામ્રાજ્યની ચીજને પહેલી પસંદગી આપવી એ Imperial Preferenceની નીતિ માત્ર આર્થિક બાબતમાં જ નહિ પણ બધી બાબતમાં પાળવામાં આવે છે.

કેળવણીની બાબતમાં તો ઇંગ્લંડ, જર્મની તેમજ ફ્રાંસ કરતાં પણ પછાત હશે; તો પણ આજે તો ઑક્સફર્ડ કે કેમ્બ્રિજના સાધારણ પાસ થયેલા ગ્રૅજ્યુએટને તમારા દેશમાં નોકરી આપતી વખતે વધારે પસંદગી અપાય છે. તે ઉપરાંત તમારા દેશની સિવિલ સર્વિસ વગેરે મોટી નોકરીઓ માટે ઉમેદવારો ઇંગ્લંડમાં ચૂંટાય છે. એ કારણથી નાછૂટકે પેટને ખાતર તમારા વિદ્યાર્થીઓને દેવાંઓ કરીને પણ આ દેશમાં આવવું પડે છે. પછી તો ગાડરીઓ પ્રવાહ: એક આવ્યો, બીજો આવ્યો, ત્રીજો આવ્યો, એમ કરતાં આજે તો વિલાયતની યૂનિવર્સિટીઓમાં જ શિક્ષણ લેવાની પ્રથા પડી ગઈ છે. તેને લીધે તમારી યૂનિવર્સિટીઓ પણ અહીંનું જ ઘેલુંગાંડું અનુકરણ કરી દુનિયાની દૃષ્ટિએ તો અધમ કોટિની જ લેખાય છે. વિદ્યાર્થીઓને અહીં ખાસ ગમી જવાનું કારણ આ દેશનું સ્વતંત્ર વાતાવરણ. અંગ્રેજીમાં કહેવત છે કે 'An Englishman's home is his castle.' એટલે એક અંગ્રેજનું ઘર એ કિલ્લા બરોબર છે. એ કિલ્લો તોડી કોઈ પણ પછી તે ખુદ બાદશાહ હોય તોપણ–પરવાનગી વિના કે કાયદાની સહાય વિના અંદર જઇ શકતું નથી. કહેવાનો અર્થ એટલો જ કે અંગ્રેજ પ્રજા અત્યંત સ્વતંત્રતાપ્રેમી પ્રજા છે અને એની સ્વતંત્રતાની આડે આવનાર સામે એ પ્રાણના ભોગે પણ લડે છે. પોતાના હક્કનું સંરક્ષણ કરવા લેખિની દ્વારા કે વાચા દ્વારા એ છૂટથી લડી શકે છે. બોલનારને મોંએ દાટો દેવાતો નથી, એટલે ખુદ સરકારને પણ છૂટથી ગાળો દઈ શકાય છે. હિંદી વિદ્યાર્થીઓ

પણ અહીં આવી સ્વતંત્રતાપૂજક બને છે. હિંદની સ્થિતિ એમને સાલે છે ને હિંદી સરકારની છ હજાર માઇલ દૂરથી પેટ ભરી ટીકા કરે છે. જોકે હિંદુસ્તાન પાછા ફર્યા પછી તો એના એ સરકારના ખુશામતિયા બને છે. અને સ્વતંત્રતાપૂજકો સ્વતંત્રતા-ઘાતકો બને એવાં દૃષ્ટાંતો પણ ઓછાં નથી!'

ગરુડરાજનું કેટલુંક બોલવું તો મને સમજાતું પણ નહોતું. એ તો ઉશ્કેરાઇને હું સમજું ન સમજું તેની દરકાર કર્યા વિના બોલ્યા જ જતા હતા.

'પણ અંગ્રેજ પ્રજા જો ખરેખરી સ્વતંત્રતાપ્રેમી હોય તો અમને પોતાના રાજ્ય નીચે રાખવાનું પસંદ કેમ કરે છે?' મેં વચ્ચે પ્રશ્ન કર્યો.

'એ તમને પોતાની પ્રજા તરીકે રાખવાનું પસંદ કરે છે તે કરતાં તમે તેની પ્રજા તરીકે રહેવાનું પસંદ કરો છો એ વધારે સત્ય છે.' ગરુડરાજ બોલ્યા: 'વિલાયતમાં હિંદુસ્તાન વિષે એટલું બધું અજ્ઞાન છે કે ન પૂછો વાત. તમે સ્વતંત્ર થાઓ કે પરતંત્ર તેની એક સામાન્ય અંગ્રેજને જરા પણ દરકાર નથી. એ તો વેપારી પ્રજા છે; એને તમારી સાથે વેપાર કરવો છે.'

વિદ્યાર્થીઓ તો, તમે કહો છો તેમ, પેટને ખાતર અહીં ઇંગ્લંડમાં આવે છે; પણ હિંદુસ્તાનના બધા રાજામહારાજાઓને અહીં આવવાનું શું કારણ?'

'તમારું ગુલામી માનસ.' ગ ડરાજ તિરસ્કારથી બોલ્યા: 'મુગલ સામ્રાજ્યના વખતમાં રાજામહારાજાઓ વર્ષનો થોડો વખત દિલ્હીમાં ગાળતા. હવે સામ્રાજ્યનું પાટનગર લંડન થયું

ત્યારથી અહીં આવવા લાગ્યા! જોકે હવે આવે છે તે તો મોજ-મજાની ખાતર જ; અને મોટે ભાગે તો લંડન કરતાં ફ્રાંસના પાટ-નગર પારીસમાં વધારે વખત ગાળતા હશે.'

'મોજમજાનાં સાધનો આપણા દેશમાં નથી?'

'અહીંના જેટલાં તો નહિ જ ને? આજે તો પશ્ચિમની સંસ્કૃતિનું જોર છે. અને તેનાં કેન્દ્રસ્થાનો રહ્યાં યુરોપમાં. યુરોપમાં જે મોટું મહાભારત યુદ્ધ સોળસત્તર વર્ષ પૂર્વે થયું તે પહેલાં યુરોપ પાસે અઢળક પૈસો હતો. એ પૈસાના જોરે બધું જ પ્રાપ્ત કરી શકાય. સાહિત્ય, કળા વગેરેનું કેન્દ્રસ્થાન પારીસ–ફ્રાંસ, વિજ્ઞાનવિદ્યા વગેરેનું કેન્દ્રસ્થાન બર્લિન–જર્મની, અને દ્રવ્ય વ્યાપારનું કેન્દ્ર-સ્થાન લંડન. અમેરિકા પાસે પૈસો ખરો, પણ બીજું કંઈ નહિ. એ પૈસો વાપરવા ત્યાંના કરોડપતિઓ પણ પારીસ જાય! અમે-રિકાનું માનસ અત્યારે તો યુરોપનું અનુકરણ કરવાનું જ છે, એટલે એ અનુકરણની ખાતર પણ અમેરિકનોને વર્ષના થોડા મહિના યુરોપ જવું પડે! તે જ પ્રમાણે હિંદનું. એનું માનસ પણ આજે તો યુરોપનું અનુકરણ કરવા પાછળ જ છે. એટલે ખાસ કરીને રાજામહારાજાઓ અને બીજા પૈસાદાર વર્ગો દર વર્ષે યુરોપની યાત્રાએ આવે તેમાં શી નવાઇ? એક વખત તમે કાશીને યાત્રાનું સ્થાન માનતા. આજે એ કેન્દ્ર બદલાયું!'

'ત્યારે ઇંગ્લંડની મોટાઇ એની પાસે પૈસો અને વેપાર તેમાં જ છે ને?'

'પાશ્ચાત્ય સંસ્કૃતિનું સૂત્ર છે કે "પૈસો એ પરમેશ્વર."

જેની પાસે પૈસો, તેની પાસે બધું જ. સંસ્કૃતમાં કહેવત છે તેમ "सर्वे गुणाः कांचनमाश्रयन्ते ॥" ઇંગ્લંડ એ યુરોપને એક ખૂણે પડેલો એક નાનકડો નજીવો દેશ. એની પાસે આટલો પૈસો શાથી એમ પૂછો તો જવાબમાં એટલું જ કહેવાનું કે આજે દુનિયાનો સારો ભાગ એને તાબે છે.'

'પણ આટલો નાનકડો દેશ જો દુનિયામાં આવી સરસાઇ ભોગવે તો તો એને યે મગરૂર થવા જેવું નહિ?'

'અંગ્રેજ પ્રજામાં બે મોટા ગુણો છે: એક સાહસિકતા અને બીજી ચીકટતા. ચીકટતા તો એવી કે ન પૂછો વાત. આ દેશમાં "બુલડૉગ" કરીને કૂતરાની એક જાત થાય છે. તે કરડે ત્યારે એવો કરડે કે છોડે જ નહિ. એ ગુણ અહીંની પ્રજામાં છે. એક પકડ્યું તે પકડ્યું; પછી ખરું કે ખોટું એ જોવાનું જ નહિ. અને વેપારી પ્રજા એટલે સાહસિક તો ખરી જ. એમણે વેપારને અર્થે દુનિયાને ખૂણે ખાંચરે પગપેસારો કર્યો. અને એક વખત પેઠા તે ચીકણા થઇને બેઠા કે પાછા ત્યાંથી ખસે જ નહિ! એમનામાં દેશાભિમાનનો ગુણ પણ છે જ. દેશના પર જરા પણ ભયનું વાદળ આવ્યું કે એ પ્રજા માંહેમાંહ્ય ગમે તેટલી લડતી હોય પણ એક થઈ જવાની જ.'

## પ્રકરણ પાંચમું

### લંડન

આમ વાતોમાં ને વાતોમાં અમારું ભોજન ખલાસ થયું અને અમે ઊઠયા. બહાર નીકળીને જોઈએ તો ખરેખર જ વાતાવરણ બધું બદલાઈ જ ગયું હતું. ધુમ્મસ તદ્દન ઓછું થઈ ગયું હતું. અને સૂર્યનારાયણ પોતાનો પ્રભાવ જમાવતા હતા. લંડનમાં, ગિરદી પુષ્કળ હોય ત્યાં રસ્તો ઓળંગવાને ભોંયરાંઓની યોજના કરવામાં આવી છે. અમે ભોંયરા વાટે રસ્તો ઓળંગી સામી બાજુએ નીકળ્યા અને એક બસમાં બેઠા. ન્યૂ યૉર્કમાં બધી બસો લીલા રંગની હતી; લંડનમાં બધી લાલ રંગની જ જોઈ! થોડે દૂર ગયા ત્યાં તો એક ઊંચો સ્તંભ અને સ્તંભના ઉપર એક પૂતળું જોયું.

ગરુડરાજે કહ્યું કે 'સો સવાસો વર્ષ પર ફ્રાંસનો રાજા નેપોલિયન આખા યુરોપને ધ્રુજાવી રહ્યો હતો તે અરસામાં ટ્રફાલ્ગર આગળ ફ્રેંચોની સાથે અંગ્રેજોને એક મોટું નૌકાયુદ્ધ થયેલું. યુદ્ધમાં અંગ્રેજ નૌકાધિપતિ લૉર્ડ નેલ્સનની મોટી જીત થઇ. એ વિજયના સ્મારક તરીકે આ લોખંડી કીર્તિસ્તંભ ઊભો કર્યો છે. આ જગ્યાનું નામ પણ ટ્રફાલ્ગર સ્કવૅર રાખ્યું છે. (લંડનમાં સ્કવૅર અને સરકસ (ચોરસ અને વર્તુલ ઘણા છે.) આ સ્તંભની ઊંચાઈ એકસો અડસઠ

ફીટ છે. એના ઉપર સત્તર ફીટ ઊંચી લૉર્ડ નેલ્સનની પ્રતિમા છે.'



લૉર્ડ નેલ્સન વિષે મારી ચોપડીમાં પણ પાઠ હતો. એ નાના બાળક હતા ત્યારે બીક એ શું તે જાણતા જ નહોતા વગેરે વગેરે. આ સ્તંભની આજુબાજુ પુષ્કળ લોક એકઠા થયા હતા અને કંઈ ભાષણો ચાલતાં હતાં. સામે રસ્તા પર જબરજસ્ત પોલીસની ટુકડી રસ્તો રોકી ઊભી હતી. પોલીસ ઘોડેસવારો પણ જોવામાં આવતા હતા. મેં કુતૂહલથી ગરુડરાજને પૂછ્યું કે 'આ બધા લોકો અહીં ભેગા કેમ થયા છે અને આ પોલીસો રસ્તો રોકી કેમ ઊભા છે?'

ગરુડરાજે કહ્યું કે 'આ લોકો બધા બેકાર છે. અહીં એકઠા થઈ સરઘસરૂપે નીકળી વડા પ્રધાનના ઘર પર હલ્લો લઇ જાય એ બીકે પોલીસ રસ્તો રોકી ઊભી છે.'

'બેકાર એટલે શું?' મેં પૂછ્યું.

'બેકાર એટલે કામધંધા વિનાના.' ગરુડરાજે જવાબ આપ્યો. 'યુરોપની યાદવાસ્થળી પછી એ આખા ખંડમાં બેકારી વધી

ગઈ છે. દેશો પાસે પૈસો નથી, અને પૈસો નથી એટલે બધા ઉદ્યોગો મંદ પડી ગયા છે, અને ઉદ્યોગો મંદ પડ્યા છે એટલે લોકો કામ વિનાના થયા છે, અને કામ વિના લોકો ભૂખે મરે છે.'

'હિંદુસ્તાનમાં તો કેટલાયે લોકોને કામ વિનાના બેકાર જોઉં છું. ત્યાં કેમ આવા હુલ્લડનો ભય નથી ?'

'તમારા દેશમાં તો ભીખ માગવી એ ધંધો જ થઈ બેઠો છે ત્યાં લોકોને ધંધા વિનાના કેમ કહી શકાય? આ દેશમાં તો ભીખ માગવી એ ગુનો છે. બીજું, આ દેશમાં સગાંવહાલાંને આધારે રહેવાનો પણ રિવાજ નથી, અને ત્રીજું, આ દેશના લોકો સમજે છે કે લોકોની બેકારી ઓછી કરવી એ સરકારની પહેલી ફરજ છે. તમારા દેશના તો ભણેલાઓ પણ સરકારની એ ફરજ વિષે સમજતા હોય એમ લાગતું નથી.'

જેમતેમ ગિરદી વટાવી અમારી બસ આગળ ચાલી. પોલીસે બસને જવાનો રસ્તો કરી આપ્યો. ઇંગ્લંડના પોલીસ બહુ રૂઆબદાર લાગે છે. કાળી ટૉપ (હેલમેટ) અને કાળા પોષાકમાં સજ્જ, બધા જ લગભગ છ ફૂટ જેટલી સરખી ઊંચાઈના આ પોલીસો ઠીક ભવ્ય લાગે છે. ગરુડરાજે મને કહ્યું કે 'આખી દુનિયામાં સૌથી ચાલાક અને દેખાવે ભવ્ય લંડનના પોલીસ છે.'

અમારી બસ એક મોટા સરિયામ રસ્તા પર દોડતી હતી. ગરુડરાજે મને કહ્યું કે 'આ રસ્તાનું નામ પાર્લમેન્ટ સ્ટ્રીટ. અત્યારે આપણે દુનિયાના બહુ જ જાણીતા ભાગમાં છીએ. જમણા હાથ પર વ્હાઈટ હૉલ આવે છે. એક વખત એ રાજાઓને રહેવાનો

મહેલ હતો. ઇંગ્લંડના રાજા પહેલા ચાર્લ્સને શૂળીએ ચડાવ્યો તે તું અંગ્રેજી ઇતિહાસમાં શીખ્યો હોઇશ. વ્હાઇટ હૉલના જમવાના ખંડની બહાર જ શૂળીનું લાકડું ઊભું કર્યું હતું! આજે તો એ રાજમહેલ તરીકે વપરાતો નથી, પણ સરકારી કચેરીઓ ત્યાં બેસે છે. ઇન્ડિયા ઑફિસ પણ એમાં જ બેસે છે. છ હજાર માઈલ દૂરથી હિંદુસ્તાનનું રાજ્યતંત્ર સેક્રેટરી ઑફ સ્ટેટ્સ અહીંથી ચલાવે છે.'

'આટલે દૂરથી શી રીતે રાજ્ય ચલાવી શકાય?' મેં પૂછ્યું.

અંગ્રેજો બડા હોશિયાર છે.' ગરુડરાજ બોલ્યા: 'હિંદી પ્રજા એક એવી સંતોષી ને આદર્શ પ્રજા છે કે એના પર હકૂમત જ્યાંથી ચલાવવી હોય ત્યાંથી ચલાવી શકાય! કોણ હકૂમત ચલાવે છે. એ પણ પ્રજાને જાણવાની કશી જરૂર નહિ. દાખલા તરીકે ઈશ્વરને ઓળખનાર ભાગ્યે જ દુનિયામાં કોઈ હશે; તે છતાં દુનિયાનું તંત્ર તો ચાલે જ છે ને?' ગરુડરાજ મશ્કરીમાં બોલતા હતા કે ખરેખરું તે જાણવું અઘરું હતું.

વ્હાઇટ હૉલથી આગળ કેટલાંએક ભવ્ય મકાનો વટાવી અમારી બસ એક મજાના પુલ પર જઇને ઊભી. અમે બસમાંથી નીચે ઊતર્યા. 'આ પુલ તે પ્રખ્યાત વેસ્ટમિનિસ્ટર બ્રિજ. નીચે વહે છે તે લંડનનો ઉદ્ધાર કરનાર ટેમ્સ નદી. આ જમણા હાથના કિનારા પર ભવ્ય મકાનો દેખાય છે તે પાર્લમેન્ટનાં મકાનો. તેની પાસે જે મકાન છે તે વેસ્ટમિનિસ્ટર ઍબી. ઇંગ્લંડના રાજાઓનો રાજ્યાભિષેક આ ઍબીમાં થાય છે. તે ઉપરાંત રાજ્યનાં મોટાં સ્ત્રીપુરુષો—ખાસ કરીને પુરુષો જ—પંડિતો, કવિઓ, રાજપુરુષો





ઉપર : લંડનમાં પાર્લમેન્ટનાં મકાનો

નીચે : ટાવર બ્રિજ



જગતનાં મોટાં દેવળોમાંનું એક–લંડનનું સેંટપૉલ કૅથેડ્રલ

વગેરે ગુજરી જાય ત્યારે એ જ અબીમાં દાટવામાં આવે છે. જે સ્ત્રી અથવા પુરુષને ત્યાં દાટવામાં આવે છે તેને મોટું માન મળ્યા બરોબર ગણાય છે. આ પાર્લમેન્ટનું મકાન પણ એક વખત રાજાઓના નિવાસ તરીકે વપરાતું. આજે ત્યાં ઇંગ્લંડની વડી ધારાસભા પાર્લમેન્ટ બેસે છે. એ પાર્લમેન્ટના પણ બે વિભાગ છેઃ દીવાને ખાસ અને દીવાને આમ—"હાઉસ ઑફ લૉડર્સ" અને "હાઉસ ઑફ કૉમન્સ." ખરેખરી સત્તા તો દીવાને આમ—હાઉસ ઑફ કૉમન્સ–માં છે. દીવાને આમના પ્રતિનિધિઓની ચૂંટણી પ્રજા કરે છે; એટલે ઇંગ્લંડનું રાજ્યતંત્ર પ્રજાના હાથમાં છે એમ કહી શકાય.

'ત્યારે અહીંના રાજાનું શું? મેં અધવચ પ્રશ્ન કર્યો.

ગરુડરાજ હસ્યાઃ 'રાજાને કોઇ ખાસ અધિકારો નથી. ચૂંટણીના મતનો પણ નહિ. એના કરતાં તો પ્રજાસત્તાક રાજ્યોના પ્રમુખોની સત્તા વધારે હોય છે. ખરી સત્તા અહીં વડાપ્રધાનની છે. તે જ આખા રાજ્યતંત્રની વ્યવસ્થા ચલાવે છે. શિષ્ટાચારને ખાતર અમુક મહત્ત્વની બાબતો પર રાજાની પરવાનગી લે એટલું જ. દીવાને ખાસમાં બેસવાનો હક્ક રાજ્યના દરેક ઉમરાવને જન્મસિદ્ધ છે. દીવાને આમ પ્રજાના છસો પ્રતિનિધિઓનું બનેલું છે. આ પ્રતિનિધિઓને પ્રજાનાં પુખ્ત ઉમરનાં, એટલે એકવીસ વર્ષ ને તેની ઉપરનાં, સ્ત્રીપુરુષો ચૂંટે છે. સ્ત્રીઓને મતનો અધિકાર યુરોપના મહાભારત યુદ્ધ પછી જ ઇનામ તરીકે આપવામાં આવ્યો. તે પહેલાં એ અધિકાર નહોતો. તે માટે એમણે ઠીક લડત ચલાવેલી. આવી, મતને માટે લડતી

સ્ત્રીઓ સફ્રેજેટ તરીકે ઓળખાતી. પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા આ દેશમાં વધારે છે એટલે સ્ત્રીઓને મતનો હક્ક આપવાથી કદાચ ધારાસભામાં સ્ત્રીઓની બહુમતી થઈ જાય એ બીકે સ્ત્રીઓને મતનો અધિકાર આપતાં રાજપુરુષો અચકાતા હતા. પરંતુ યુદ્ધ વખતે સ્ત્રીઓએ દેશમાં રહીને પણ એટલો સુંદર ફાળો આપ્યો કે નાછૂટકે પારિતોષિક તરીકે આ હક્ક એમને આપવામાં આવ્યો.

દીવાને આમ પોતાના બહુમતી પક્ષમાંથી એક પ્રધાનમંડળ (કૅબિનેટ) ચૂંટે છે અને રાજ્યનો બધો વહીવટ, વડા પ્રધાન, જે એ મંડળના પ્રમુખ બને છે તે, એ પ્રધાનમંડળની સહાયથી ચલાવે છે.'

રાજકીય બાબતનો તો હું કક્કો પણ શીખ્યો નહોતો, એટલે ગરુડરાજનું ભાષણ અરધુંપરધું સમજ્યો. હું તો નદીમાં ચાલતી સ્ટીમલૉંચો તેમજ મછવાઓ જોઈ રહ્યો હતો. નદીનાં પાણી સાધારણ તો નિર્મળ અને પવિત્ર ગણાય. પણ ટૅમ્સનું પાણી એ જગ્યાએ તો બહુ જ કાળું અને મલિન લાગ્યું. ત્યાંનું બધું જ કાળું હતું કે શું એ વિચાર મારા મનમાં સ્ફુર્યો.

'આ નદીને કાંઠે કાંઠે રસ્તો છે તે વિક્ટોરિયા એમ્બૅન્કમેન્ટ તરીકે ઓળખાય છે.' ગરુડરાજ આગળ બોલ્યા: 'આપણે એ તરફ ચાલતાચાલતા ચૅરિંગ ક્રૉસ લગી જઈએ.'

અમે તો નદીને કિનારેકિનારે ચાલ્યા. એક બાજુ નદી અને બીજી બાજુએ મોટાં મકાનોની હાર હતી.

ચૅરિંગ ક્રૉસ આગળ એમ્બૅન્કમેન્ટ છોડી અમે અંદર વળ્યા

ને એક ગિરદીવાળા રસ્તા ઉપર જઈ પહોંચ્યા. 'આ સ્ટ્રૅન્ડ.' ગરુડરાજ બોલ્યા: 'અહીંથી બસમાં બેસી લંડનનો કેટલોએક જૂનો ભાગ જોતાજોતા આપણે આગળ જઈશું.'

એક બસમાં બેસી અમે આગળ ચાલ્યા. ખાસ જાણવા જેવું હતું તે ગરુડરાજ બતાવતા ગયા. ભીડને લીધે બસ એકાએક સેવૉય હૉટેલ આગળ જઈને અટકી. ગરુડરાજે મને સમજાવ્યું કે લંડનની ફૅશનેબલ હૉટેલોમાંની એક સેવૉય હૉટેલ ગણાય છે. અસલ એ ઇંગ્લંડના ઉમરાવ ડ્યૂક ઑફ સૅવૉયનો રહેવાનો મહેલ હતો. એની બીજી બાજુ એમ્બૅન્કમેન્ટ—એટલે નદી—પર પડે છે. આવા ઉમરાવોના અસલના મહેલો આ રસ્તા પર ઘણા છે. આગળ સમરસેટ હાઉસ આવે છે તે પણ ડ્યૂક ઑફ સમરસેટનો રહેવાનો મહેલ હતો. આજે ત્યાં સરકારી કચેરીઓ છે.'

ચાલતી બસમાંથી રસ્તા પરની જાતજાતની દુકાનો જોવાની ખૂબ મજા પડી! મારું ધ્યાન સૌથી વધારે ફૂલોની દુકાનોએ ખેંચ્યું. જાતજાતનાં રંગબેરંગી ફૂલો! થોડે ગયા ત્યાં બસ અટકી.

ગરુડરાજ કહે, 'આ લત્તો "ટેમ્પલ"ના નામે ઓળખાય છે. કાયદાની અદાલતો તથા જ્યાં બૅરિસ્ટરો એમનાં "ડિનર્સ" ખાવા આવે છે તે "ગ્રેઝ ઈન", "લિંકન્સ ઈન", "મિડલ ટેમ્પલ" વગેરે અહીં આવ્યાં. હિંદી વિદ્યાર્થીઓ અહીં ખૂબ એકઠા થાય છે. બીજું કંઈ ન કરે તોપણ બૅરિસ્ટરની પદવી લઈને હિંદુસ્તાન પાછા ફરે છે!'

ટેમ્પલ છોડી અમે એક સીધા સરિયામ રસ્તા પર જઈ

પહોંચ્યા. 'આ વિશ્વવિખ્યાત રસ્તો ફ્લીટ સ્ટીટ.' ગરુડરાજ બોલ્યા: 'લંડનનાં બધાં અખબારો ને વર્તમાનપત્રોની ઑફિસો આ રસ્તા પર આવી. આ દેશનો ખરેખરો વહીવટ પાર્લમેન્ટ નહિ પણ આ ફ્લીટ સ્ટ્રીટ ચલાવે છે.'

'કેવી રીતે?' મેં પ્રશ્ન કર્યો.

'આ દેશમાં લોકમત પર છાપાંઓનો કાબૂ એટલો બધો છે કે ન પૂછો વાત. અહીં લોકોમાં ટ્રેન, ટ્રામ કે બસ જ્યાં જુઓ ત્યાં દરેકના હાથમાં છાપું તો હશે જ. અને છાપામાં આવ્યું એટલે સોળ આના ખરું એવી માન્યતા જ સાધારણ લોકોમાં બંધાઈ ગઇ છે. આ કારણથી છાપાંના માલિકો લોકમતને જે તરફ વાળવો હોય તે તરફ વાળી શકે છે. જનતાના અજ્ઞાનનો આ રીતે લાભ લેવાય છે. લોકોને ફરજિયાત કેળવણી આપી લખતાંવાંચતાં તો શીખવ્યું, (આ દેશમાં પ્રજાનો નજીવો ભાગ નિરક્ષર હશે) પણ એમને ખરું જ્ઞાન તો આપી શકાયું નથી જ. એટલે છાપાંનાં સાચાં-જૂઠાંની અસર લોકોના મન પર સારી રીતે થાય છે. અમુક પ્રશ્નનું મહત્ત્વ વધારવું હોય તો છાપાંઓ એને ખૂબ જાહેરાત આપે છે. તે જ પ્રમાણે અમુક પ્રશ્નનું મહત્ત્વ ઓછું કરતાં પણ છાપાંઓને આવડે છે. એટલે જે ઘણાં છાપાંઓનો માલિક બની શકે છે તેના હાથમાં ખૂબ જ મોટી સત્તા હોય છે એમ કહી શકાય. રાજ્યતંત્રને જેમ ઊથલાવવું હોય તેમ એ ઊથલાવી શકે છે. પ્રધાનો અને પ્રધાનમંડળો પણ એનાં નચાવ્યાં નાચે છે. સાધારણ રીતે મૂડી-વાળા જ આવાં છાપાંઓ ચલાવી શકે, એટલે દેશનું રાજ્યતંત્ર

મૂડીવાદીઓના હાથમાં છે એમ કહીએ તો ખોટું ન ગણાય. તમારા દેશ વિષે પણ અહીંની પ્રજા અજ્ઞાત છે તેનું કારણ પણ આ દેશનાં છાપાંઓ.'

'હિંદુસ્તાનનાં છાપાંઓ આટલી સત્તા નથી ધરાવતાં?' મેં સવાલ કર્યો.

'હિંદુસ્તાનમાં છાપાંઓ છે જ ક્યાં?' ગરુડરાજ બોલ્યા: 'અને હોય તો પણ એમના ઉપર કાયદાનાં એવાં બંધન છે કે તે નહિ જેવાં જ ગણાય.'

ફ્લીટ સ્ટ્રીટ વટાવી થોડે દૂર ગયા તો એક મોટા ગોળ ઘુંમટવાળું મકાન આવ્યું. 'આ વિખ્યાત સેન્ટ પૉલનું દેવળ' ગરુડરાજ બોલ્યા: 'એનો ઘુંમટ બહુ મોટો ગયાય છે અને ખાસ તો એની "વ્હિસ્પરિંગ ગૅલેરી." જોવા જેવી છે. એ ગૅલેરીમાં ભીંત આગળ ધીમે અવાજે બોલ્યા હોઇએ તો દૂર બીજે છેડે ઊભેલો પણ ભીંતે કાન લગાડીને એ સાંભળી શકે. અજ્ઞાન લોકો તો આને ચમત્કાર જ ગણે. તમારા દેશમાં બિજાપુરમાં તો આનાથી યે મોટું ઘુંમટવાળું મકાન છે. એ "ગોળ ગુમ્બજ" ને નામે ઓળખાય છે. ત્યાં પણ આવી "વ્હિસ્પરિંગ ગૅલેરી" છે.

હવે આપણે લંડનના "ઇસ્ટ એન્ડ" (પૂર્વ લત્તા) તરફ જઈએ છીએ. લંડનના આ પૂર્વના ભાગની વસ્તી બધી ગરીબ છે. પૈસાદાર લોકો પશ્ચિમ તરફ જઈ વસ્યા છે. આ પૂર્વ ભાગમાં લંડનના બંદરની જુદીજુદી ગોદીઓ આવેલી છે. લંડન વેપારનું મોટું મથક છે એટલે દેશપરદેશનાં વહાણો અહીં લાંગરે છે.

આ ગોદીમાં કામ કરનારા મજૂર વગેરે આ તરફ પૂર્વ ભાગમાં જ રહે છે; એટલે લંડનનો કામગારવર્ગ "ઈસ્ટ એન્ડ"માં રહે છે એમ કહી શકાય.'

ગરુડરાજની ઊંડીઊંડી વાતો સાંભળીને કે પછી બસમાં લાંબો વખત બેસીને કે થાક લાગવાથી મને તો ખૂબ ઝોકાં આવવાં લાગ્યાં. હું તો ઊંઘી જ ગયો હોઇશ, કારણકે જ્યારે અચાનક જાગ્યો ત્યારે જાણ્યું કે અમે ઊંચે હવામાં ઊડતા હતા. નીચે અદૃશ્ય થતો ઇંગ્લંડનો કિનારો જણાતો હતો અને ઇંગ્લિશ ચૅનલ એક નાનકડા તળાવ જેવી જણાતી હતી.

પ્રકરણ ૭ મું

# યુરોપ પર ઊડતી નજર

ઇંગ્લંડનો કિનારો જેમજેમ અદૃશ્ય થતો ગયો તેમતેમ સામે બીજો લીલોછમ કિનારો નજરે પડવા માંડ્યો. 'એ હરિયાળો દેશ કયો હશે?' મેં ગરુડરાજને પૂછ્યું.

'એ ફ્રાંસ દેશ.' ગરુડરાજ બોલ્યા: 'રોમનું સામ્રાજ્ય તૂટ્યા પછી એ દેશે સારા યુરોપ પર જુદેજુદે વખતે ઠીક સત્તા જમાવી હતી. રોમન સંસ્કૃતિમાંથી જન્મ પામેલી પાશ્ચાત્ય સંસ્કૃતિનું એ મુખ્ય ધામ. ત્યાંની રાજ્યસત્તા એક વખત ખૂબ બળવાન હતી. આઠમા સૈકામાં મહાન શાર્લમેન નામે બાદશાહ થઇ ગયો. રોમન ધર્મસામ્રાજ્ય (Holy Roman Empire)નું સમ્રાટપદ એને મળ્યું હતું. લગભગ આખો મધ્ય યુરોપનો પ્રદેશ અને ઇટલી એને તાબે હતાં. આમ શાર્લમેન જે વખતે મધ્ય યુરોપને એક છત્ર નીચે લાવતો હતો તે જ અરસામાં મધ્ય એશિયાને એક છત્ર નીચે લાવનાર હારૂન અલ રશીદ બગદાદમાં રાજ્ય કરતો હતો. આ મહાન બાદશાહ વિષે 'અરેબિયન નાઇટ્સ'માં ખૂબ વાતો આવે છે તે તો તેં વાંચી હશે. શાર્લમેન અને હારૂન અલ રશીદ એ બંને મિત્રો હતા. યુરોપમાં સૌથી પહેલી ઘડિયાળ દાખલ

કરનાર હારૂન અલ રશીદ હતો. એણે એક ટકોરા વગાડતી ઘડિયાળ પોતાના મિત્ર શાર્લમેનને ભેટ તરીકે મોકલી હતી.



નેપોલિયન

ફ્રાંસનો બીજો મહાન રાજા તે બુરબોં વંશનો ચૌદમો લૂઇ. આ રાજાને સૂર્યની ઉપમા અપાતી, એટલો જબરો એનો તાપ હતો. એના જ પ્રપૌત્ર સોળમા લૂઈના વખતમાં પ્રજાએ મોટો બળવો કર્યો અને રાજારાણીનો શિરચ્છેદ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. એ બળવા વખતે નેપોલિયન નામનો એક સાધારણ સૈનિક પોતાની બહાદુરીથી આગળ વધ્યો. પ્રજાસત્તાક ફ્રાંસના દુશ્મનોને એણે હરાવ્યા અને આખરે એ જ બાદશાહ થઈ બેઠો. એણે તો આખા યુરોપને ધ્રુજાવ્યું. મધ્ય યુરોપ અને ઈટલીને ફરીને સર કરી એણે પણ શાર્લમેનની માફક રોમન ધર્મસામ્રાજ્યનું સમ્રાટપદ ધારણ કર્યું. પરંતુ ધૂમકેતુના જેવું એનું જીવન થોડા જ વખતમાં લય પામ્યું. એના છેલ્લા દિવસો એણે રાજકેદી તરીકે સેંટ હેલીનામાં ગાળ્યા. ત્યાર પછી ફ્રાંસમાં રાજ્યસત્તા થોડા વખતને માટે જ રહી. આજે તો એ પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે. ઈતિહાસની તથા વિવિધ કળાઓની દૃષ્ટિએ ફ્રાંસ રસમય દેશ છે. એનું મુખ્ય શહેર પારીસ તો સાહિત્યકાર ને કલાકારનું સ્વર્ગ ગણાય છે!’

'અરુણ! હવે નીચે જો. જે પ્રદેશ પર આપણે ઊડી રહ્યા છીએ ત્યાં થોડાં વર્ષ પૂર્વે—જોકે તારા તો જન્મ પહેલાં—એક મોટું ભયંકર યુદ્ધ થયું હતું. એને યુરોપની યાદવાસ્થળી કહીએ તો ચાલે. એ યુદ્ધમાં યુરોપ તો શું પણ દુનિયાની બીજી પ્રજાઓએ પણ ભાગ લીધો હતો. એ યુદ્ધ એટલું ભયંકર હતું કે એની અસર હજી પણ આખી દુનિયાને લાગે છે. એ લડાઈ પછી યુરોપનો તો નકશો જ ફરી ગયો. તે ઉપરાંત સામાજિક તેમજ રાજકીય બળવાઓ થયા તે જુદા. જર્મનીમાં બળવાન રાજ્યસત્તા હતી તે ઊથલાઈ ગઇ ને ત્યાં પ્રજાનું રાજ્ય થયું. ઑસ્ટ્રિયા હંગરીના તો ટુકડેટુકડા થઇ ગયા. અને તેમાંથી ઝેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા વગેરે સ્વતંત્ર રાજ્યો બની ગયાં. અને ઑસ્ટ્રિયાના બાદશાહ સદીઓ લગી રોમન ધર્મસામ્રાજ્યના સમ્રાટ ગણાતા તેમની એ પુરાણી સત્તાનું પણ નિકંદન વળી ગયું અને ત્યાં પણ પ્રજાનું રાજ્ય થયું.

પરંતુ સૌથી મોટી ક્રાંતિ તો રશિયા અને તુર્કસ્તાનમાં થઈ. ત્યાં તો રાજકીય તેમજ સામાજિક બંને બળવા સાથે જાગ્યા. રશિયામાં આખા રાજકુટુંબનું ખેદાનમેદાન થઈ ગયું. રશિયાના બાદશાહ ઝાર એટલે તો ઈશ્વરનો અવતાર એમ લોકો માનતા. પણ ઝારે પોતાની એ સત્તા પોતાના સ્વાર્થ ખાતર વાપરેલી. તેના લોકો બીચારા એટલા દબાએલા કે એ દેશ આટલો મોટો છતાં બીજા દેશો પર જરા યે પ્રભાવ પાડી શકયો નહોતો. લેનિન અને ટ્રૉટસ્કીએ ત્યાંની પ્રજાને એ જુલમમાંથી

ઉગારી. આજે ત્યાં અમીરઉમરાવો ને રાજાના ખુશામતિયાઓને બદલે ખેડુત અને કામગારોનું રાજ્ય છે. સોવીએટ રશિયા એટલે પ્રજાસંડળનું રાજ્ય. એક વખતના છુંદાએલા એ દેશે આજે એટલી પ્રગતિ કરી છે કે ભવિષ્યમાં તે બળવાન સત્તા બનશે, એવી આગાહી આપે છે.

તે જ પ્રમાણે તુર્કસ્તાન. યુરોપનું એ તુર્કસ્તાન એક વખત Sickman of Europe (યુરોપનો માંદલો માનવી) એવા ઉપહાસપાત્ર નામથી ઓળખાતું. ઑટોમન જેવા સમર્થ સમ્રાટે સ્થાપેલું એક વખતનું આ બળવાન રાજ્ય તદ્દન નમાલું બની ગયું હતું. ત્યાંના બાદશાહ એટલે ધર્મના પણ વડા. એ ખલીફ તરીકે ઓળખાતા. ધર્મની સામે ન થવાય માટે જ આ બાદશાહી ટકી રહી હતી. જોકે બાદશાહો તો એક પછી એક પદભ્રષ્ટ થયા હતા. ક્રિશ્ચિયન યુરોપમાંથી આ ઈસ્લામી રાજ્યને મિટાવી દેવાની ખટપટ તો ક્રિશ્ચિયન રાજ્યોએ ખૂબ કરી, પણ ફાવ્યા નહિ. યુરોપના યુદ્ધ વખતે તુર્કસ્તાન જર્મનીની કુમકે આવેલું. એ યુદ્ધમાં જર્મની અને તેના પક્ષનાં રાજ્યો હાર્યાં તેની સામે વિજયની કિંમત તરીકે તુર્કસ્તાન પાસેથી પણ એ દેશનો ભાગ ઝૂંટવી લેવાની માગણી થઇ હતી. એ જ અરસામાં ત્યાં મોટો બળવો થયો અને કમાલ પાશાએ રાજ્યની લગામ હાથમાં લઈ ખલીફને પદભ્રષ્ટ કર્યો. તુર્કસ્તાન આજે તો પ્રજાસત્તાક બન્યું છે. અને કમાલ પાશાના પ્રમુખપણા નીચે નિર્બળ રાજ્ય મટી પ્રગતિમાન સબળ રાજ્ય બન્યું છે. તેણે મુસલમાનોને ધર્માં-

ધતામાંથી બચાવી પ્રજાનો ઉદ્ધાર કર્યો અને ગ્રીસે પડાવી લીધેલો પોતાનો દેશ પણ પાછો લઈ લીધો. કેટલાએક રૂઢ રિવાજોનો પણ કમાલે નાશ કર્યો છે. ત્યાંની સ્ત્રીઓ હવે પડદાનો ત્યાગ કરી ખુલ્લે મોંએ ફરે છે.'

'ત્યારે લડાઈનું પરિણામ કંઈ ખરાબ આવ્યું એમ તો ના કહેવાય.' મેં જરા અચકાતાં કહ્યું.

'વ્યાધિ ખરાબ હોય ત્યાં સખત ઉપચારની જરૂર પડે જ છે. સામાજિક સડાનાં કે રાજકીય સડાનાં મૂળ જ્યાં ઊંડાં પેઠાં હોય તેને જડમૂળથી ઉખેડવાને શસ્ત્રનો ઉપયોગ કરવો જ પડે. તેમ ગર્વિષ્ઠોના ગર્વ ગાળવાને પણ આવાં યુદ્ધની જરૂર છે જ.' ગરુડરાજ બોલ્યા અને આગળ હું કંઈક પૂછવા જતો હતો ત્યાં વચ્ચે જ તે બોલી ઊઠ્યા: 'જો! જો! નીચે આલ્પ્સની પર્વતમાળ આવી.'

ધુમ્મસને લીધે બહુ ચોખ્ખું દેખાતું નહોતું પણ જે દેખાતું હતું તે બહુ સુંદર હતું. 'મૉન્ટ બ્લૅાનાં દર્શન તો ભાગ્યે જ થાય.' ગરુડરાજ બોલ્યા. 'આલ્પ્સનું એ સર્વશ્રેષ્ઠ અને ઊંચામાં ઊંચું શિખર. એ શિખર બરફથી બારે માસ છવાએલું રહેતું હોવાથી સફેદ પર્વતને નામે જ ઓળખાય છે. એનાં દર્શન તો દિવસ બહુ ચોખ્ખો હોય ત્યારે જ થઈ શકે. પેલું આઘે શહેર દેખાય તે જીનીવા. આજે એ દુનિયાનું પાટનગર થવા બેઠું છે.'

'તે કેવી રીતે?' મેં પૂછ્યું.

'ગઈ લડાઈ પૂરી થઈ ત્યારે અમેરિકાના તે વખતના પ્રેસિડેન્ટ મિ. વિલ્સનની સૂચનાથી એક "લીગ ઑફ નેશન્સ"—

રાષ્ટ્રસંઘ—ની સ્થાપના કરવામાં આવી;–એ હેતુથી કે ભવિષ્યમાં પાછી આવી લડાઇ ન થાય, અને દેશો વચ્ચે જો કોઈ તકરાર પડે તો તે રાષ્ટ્રસંઘ પતાવે.'

'એ તો ઘણું જ સારું.' મારાથી વચ્ચે બોલાઇ જવાયું. પણ ગરુડરાજ તો મોટેથી હસ્યા: 'અરુણ! ખરે જ તું બાળક છે. હજી દુનિયાનો ઇતિહાસ તેં વાંચ્યો નથી. જો વાંચ્યો હોત તો ખબર પડત કે દરેક યુદ્ધ પોતાની પાછળ ભવિષ્યના યુદ્ધનાં બીજ વાવતું જ જાય છે. ગઇ લડાઇ માટે કહેવાતું કે એ લડાઈ ભવિષ્યમાં લડાઇનો નાશ કરવા માટે (war to end war) હતી. અને એજ ધોરણે આ રાષ્ટ્રસંઘ ઊભો થયો. પરંતુ તું જ વિચાર કર. એક તો એ રાષ્ટ્રસંઘ જેણે સ્થાપવાની સૂચના કરી તે અમેરિકા જ એમાં નથી! માત્ર યુરોપની ત્રણચાર મોટી સત્તાઓનું જ એ મંડળ છે એમ કહીએ તો ખોટું નહિ. ઇંગ્લંડ, ફ્રાંસ અને હવે ઇટલી પણ પોતાના સ્વાર્થ ખાતર એ મંડળનો ઉપયોગ કરે છે. વળી એ કહેવાય છે રાષ્ટ્રસંઘ, પણ એમાં રાષ્ટ્રીય તત્ત્વ જ ક્યાં છે? એ રાષ્ટ્રસંઘની સભા માટે જે પ્રતિનિધિઓ ચૂંટાય છે તે રાષ્ટ્રના નહિ પણ સરકારના. હિંદુસ્તાન એ મંડળનું સભ્ય છે, પણ હિંદુસ્તાનના પ્રતિનિધિઓ ચૂંટવાનો લોકોને તો શું પણ એની ધારાસભાને પણ હક્ક નથી. વાઈસરૉયની મરજીમાં આવે તે હિંદનો પ્રતિનિધિ બનીને જાય. આવી સ્થિતિ હોય ત્યાં એ રાષ્ટ્રસંઘ શી વિશ્વસેવા કરી શકે? એ તો આગળ કહ્યું તેમ જે સત્તાવાળા છે તેને વધારે સત્તા અપાવી પરમાર્થને નામે સ્વાર્થ

સાધવાનો સારામાં સારો રસ્તો છે.'

'ત્યારે દુનિયામાંથી યુદ્ધ નાશ નહિ જ પામે?' મેં નિરાશ બની પૂછ્યું.

'મનુષ્યસ્વભાવ સ્વાર્થી છે ત્યાં લગી તો નહિ જ.' ગરુડરાજ બોલ્યા. 'બળિયાના બે ભાગ એ કહેવત પ્રમાણે જે નિર્બળ છે તેને દબાવવા કોઇ ચૂકતું નથી. દરેક જણ સબળ હોય તો લડાઇનો સંભવ ઓછો. એટલા જ માટે વ્યક્તિએ કે દેશે પોતાના રક્ષણ પૂરતી તૈયારી તો રાખવી જ જોઇએ. એમાં જ ડહાપણ છે. એક ગાલ પર તમાચો મારે તો બીજો ગાલ ધરવો એ સૂત્ર ઇસુ ખ્રિસ્તે ભલે શીખવ્યું હોય, પણ એના અનુયાયીઓમાં તો જરાયે પળાયું નથી. પળાયું હોત તો યુરોપનો ઇતિહાસ કંઈક જુદો જ લખાત. મારા ભગવાને તો ગીતામાં એવો ભીરુ ઉપદેશ કર્યો જ નથી. तस्मात् युद्धस्य भारत। (તારે લડવું જ જોઇએ) એમ ફરીફરીને એમણે અર્જુનને કહ્યું છે.'

ગરુડરાજનું ભાષણ સાંભળી ખરે જ મને શરમ લાગી ને એ શરમના માર્યા થોડીવાર તો મારાથી કશું બોલી શકાયું જ નહિ. મેં આખરે અચકાતાં પૂછ્યું. 'ગઇ લડાઈનું કારણ શું હતું અને એમાં કોનો વાંક?'

'એ પ્રશ્નનો પૂરો જવાબ દેવા બેસું તો મારે યુરોપની રાજનીતિનું આખું પ્રકરણ ઊથલાવવું પડે. લડાઈ થઈ તે પહેલાં જર્મનીના બાદશાહ કૈસર વિલિયમને જરાજરામાં તલવાર ખખડાવવાની ટેવ પડી ગએલી, એટલે લોકો લડાઇનો બધો

વાંક જર્મની પર ઢોળવા લાગે તેમાં નવાઇ નહિ. પણ મેં આગળ કહ્યું તેમ દરેક યુદ્ધ પોતાની પાછળ ભવિષ્યના યુદ્ધનાં બીજ વાવતું જ જાય છે. જર્મની ને ફ્રાંસની દુશ્મનાવટ તો જૂની છે. મહાન શાર્લમેનના વખતમાં મધ્ય યુરોપ, ઇટલી તેમજ ફ્રાંસ એના તાબામાં હતાં. રોમન ધર્મસામ્રાજ્યના સમ્રાટનું બીરૂદ એણે ધારણ કરેલું. એ આઠમી સદીની વાત. એના મરણ પછી આ સામ્રાજ્ય એના કુટુંબમાં ઝાઝો વખત ટક્યું નહિ. ઈ.સ. ૯૧૮ની સાલમાં સૅકસનીનો રાજા ડ્યૂક ઑટો સમ્રાટપદ પર ચૂંટાયો. એના પ્રપૌત્ર મહાન ઑટોએ એ સામ્રાજ્યને ખૂબ જ બળવાન બનાવ્યું. આ રીતે ધર્મસામ્રાજ્યની ગાદી ફ્રાંસમાંથી જર્મનીમાં ગઈ. એ ગાદીને માટે ફરીને સોળમી સદીમાં ફ્રાંસના રાજાએ ઉમેદવારી કરી. એને માટે બે ઉમેદવારો હતા. એક તો સમ્રાટ મૅક્સિમિલિયનનો પૌત્ર પાંચમો ચાર્લ્સ અને બીજો ફ્રાંસ દેશનો રાજા ફ્રાન્સિસ પહેલો. ચાર્લ્સની બાદશાહ તરીકે ચૂંટણી થઈ એટલે ફ્રાંસને બહુ જ આઘાત થયો અને ફ્રાન્સિસે જીવનપર્યંત ચાર્લ્સની પૂંઠ પકડી. ચાર્લ્સે પોતાનું રાજ્ય સબળ તો બનાવ્યું, પણ એનું જીવન આખું લડવામાં જ ગયું. એક તો બહારના શત્રુ સાથે અને બીજું અંદરના ધર્મના ઝઘડાઓ પતાવવામાં. માર્ટિન લ્યુથરે આ જ અરસામાં રોમન કૅથૉલિક ધર્મ સામે ઝુંડો ઉઠાવ્યો હતો. અંતે ચાર્લ્સે કંટાળીને રાજ્યનો ત્યાગ કર્યો ને વાનપ્રસ્થ બન્યો. એના રાજ્યત્યાગથી જર્મન સામ્રાજ્ય ફરીને નબળું પડ્યું ને એના પછીના બાદશાહોનો વખત આં-

તરિક ઝઘડાઓમાં તથા બહારની લડાઈમાં જ ગયો. આથી કંટા-ળીને ફર્ડિનન્ડ બાદશાહે વેસ્ટફાલિયાની સુલેહ કરી. એ સુલેહ જર્મન ઈતિહાસમાં બહુ જ પ્રખ્યાત છે, કારણકે એથી જર્મન સામ્રાજ્ય તૂટતું બચ્યું. આ સુલેહથી ફ્રાંસને આલ્સેસનો પ્રાંત પણ મળ્યો.

તે પછી જર્મન સામ્રાજ્યને છેલ્લો ફટકો નેપોલિયને માર્યો. એણે જર્મની તેમ જ ઈટલી સર કરી શાર્લમેનની માફક રોમન ધર્મસામ્રાજ્યના સમ્રાટનું બીરૂદ ધારણ કર્યું. જોકે નેપો-લિયનનું રાજ્ય તો જોતજોતાંમાં ગયું. પણ એણે જર્મનીને મારેલા ફટકાથી જર્મનીના તો ટુકડેટુકડા જ થઈ ગયા. એવા છિન્નભિન્ન જર્મનીને ફરીને સંગઠિત કરી પ્રબળ બનાવનાર પ્રિન્સ બિસ્માર્ક. જોકે આ નવા જર્મન રાજ્યમાંથી ઑસ્ટ્રિયા તો છૂટું પડી ગયું. રોમન સામ્રાજ્યના બાદશાહનું પદ ઑસ્ટ્રિયાના રાજા-ઓએ ક્યાં સુધી ભોગવ્યું હતું એટલે બીજાં જર્મન રાજ્યો કરતાં ઑસ્ટ્રિયા પોતાને મોટું અને વધારે મહત્ત્વનું ગણતું. અઢારમી સદીમાં મહાન ફ્રેડરિકે પ્રશિયાને ખૂબ આગળ પાડ્યું. ત્યારથી ઑસ્ટ્રિયા અને પ્રશિયા વચ્ચે ઠીક સરસાઈ ચાલી. નેપો-લિયને છિન્નભિન્ન કરેલા સામ્રાજ્યને ફરીને એકત્ર કરવામાં આ બેની સરસાઈ આડે આવતી હતી. પ્રિન્સ બિસ્માર્ક એ પ્રશિયાનો જબરો મુત્સદ્દી હતો. એણે જર્મનીને એક બનાવી તેનું સમ્રાટપણું પ્રશિયાના રાજાને અપાવ્યું. જોકે એ માટે તેને યુદ્ધો આદ-પડ્યાં. પહેલાં ઑસ્ટ્રિયા સાથે યુદ્ધ કરી એને હરાવ્યું.

વાંક જર્મની પર ઢોળવા માગે તેમાં નવાઈ નહિ. પણ મેં આગળ કહ્યું તેમ દરેક યુદ્ધ પોતાની પાછળ ભવિષ્યના યુદ્ધનાં બીજ વાવતું જ જાય છે. જર્મની ને ફ્રાંસની દુશ્મનાવટ તો જૂની છે. મહાન શાર્લમેનના વખતમાં મધ્ય યુરોપ, ઇટલી તેમજ ફ્રાંસ એના તાબામાં હતાં. રોમન ધર્મસામ્રાજ્યના સમ્રાટનું બીરૂદ એણે ધારણ કરેલું. એ આઠમી સદીની વાત. એના મરણ પછી આ સામ્રાજ્ય એના કુટુંબમાં ઝાઝો વખત ટક્યું નહિ. ઈ.સ. ૯૧૮ની સાલમાં સૅકસનીનો રાજા ડ્યૂક ઑટો સમ્રાટપદ પર ચૂંટાયો. એના પ્રપૌત્ર મહાન ઑટોએ એ સામ્રાજ્યને ખૂબ જ બળવાન બનાવ્યું. આ રીતે ધર્મસામ્રાજ્યની ગાદી ફ્રાંસમાંથી જર્મનીમાં ગઈ. એ ગાદીને માટે ફરીને સોળમી સદીમાં ફ્રાંસના રાજાએ ઉમેદવારી કરી. એને માટે બે ઉમેદવારો હતા. એક તો સમ્રાટ મૅકિસમિલિયનનો પૌત્ર પાંચમો ચાર્લ્સ અને બીજો ફ્રાંસ દેશનો રાજા ફ્રાન્સિસ પહેલો. ચાર્લ્સની બાદશાહ તરીકે ચૂંટણી થઈ એટલે ફ્રાંસને બહુ જ આઘાત થયો અને ફ્રાન્સિસે જીવનપર્યંત ચાર્લ્સની પૂંઠ પકડી. ચાર્લ્સે પોતાનું રાજ્ય સબળ તો બનાવ્યું, પણ એનું જીવન આખું લડવામાં જ ગયું. એક તો બહારના શત્રુ સાથે અને બીજું અંદરના ધર્મના ઝઘડાઓ પતાવવામાં. માર્ટિન લ્યુથરે આ જ અરસામાં રોમન કૅથૉલિક ધર્મ સામે ઝુંડો ઉઠાવ્યો હતો. અંતે ચાર્લ્સે કંટાળીને રાજ્યનો ત્યાગ કર્યો ને વાનપ્રસ્થ બન્યો. એના રાજ્યત્યાગથી જર્મન સામ્રાજ્ય ફરીને નબળું પડ્યું ને એના પછીના બાદશાહોનો વખત આં-

યાનો વેપાર હાથ કરીને બેઠું, પછી જર્મની એ ક્ષેત્રમાં દાખલ થયું. જર્મન લોકો ખૂબ જ ઉદ્યોગી અને વેપારમાં સારા, પણ જ્યાં લગી ઇંગ્લંડ બેઠું હોય ત્યાં લગી જર્મની કાં તો હાથ જોડીને બેસી રહે, કાં તો લડીને પોતાનો ભાગ મેળવે. એટલે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે પણ યુદ્ધ થવાનો સંભવ હતો જ. એટલામાં ઑસ્ટ્રિયાના શાહજાદાનું ખૂન થયું. કાગનું બેસવું ને તાડનું પડવું તેમ લડાઈનું કારણ મળ્યું અને તે મળતાં જ દાવાનળ સળગ્યો. આમાં કોનો વાંક અથવા કોણે પહેલ કરી તેનો નિર્ણય શી રીતે થઈ શકે?'

આમ વાત કરતાં અંધારું થવા આવ્યું હતું. દૂરદૂર એક પર્વતના શિખર પરથી ભડકો તેમજ ધુમાડો નીકળતાં જોયાં.

'એ શું છે?' મેં ગરુડરાજને પૂછ્યું.

'એ ઈટલીનો જ્વાળામુખી વીસુવિયસ. ઈટલીમાં અને તેની પડોશમાં મળી ત્રણ જ્વાળામુખીઓ છે. એક તો નેપલ્સ પાસે આવેલો આપણને દેખાય છે તે વીસુવિયસ, બીજો સિસિલીમાં માઉન્ટ એટના અને ત્રીજો દરિયાની વચ્ચે આવેલો સ્ટ્રૉંબોલી. વીસુવિયસ હમણાં પાછો જાગ્રત છે એટલે ભડકો દેખાય છે.'

'આપણે ત્યારે ઇટલીમાં આવ્યા? અહીં ઊતરવાના છીએ?'

'રોમન સંસ્કૃતિ એ તો પ્રાચીન સંસ્કૃતિઓમાંની એક. એનાં સ્મરણો તાજાં કરવાં હોય તો રોમનાં દર્શન કરવાં જ જોઈએ. એ મહાન સંસ્કૃતિ વિષે જાણવાની તને જરૂર મજા પડશે. તમારા કવિ ઈકબાલે ગાયું છે કે "યુનાન મિસ્ર રોમાં, સબ મિટ ગયે જહાંસે." એ રોમાં આજે નવે રૂપે અવતર્યું છે. એ નવયુગના

ફ્રાંસ જોડે લડાઈ કરી. જર્મન લશ્કર છેક પારીસ લગી પહોંચી ગયું. ખરેખર તો આ વિજયથી જ જર્મન સામ્રાજ્ય એક થયું અને પ્રશિયાનો રાજા એનો સમ્રાટ બન્યો. આ લડાઈમાં જર્મનીએ ફ્રાંસ પાસેથી આલ્સેસ અને લૉરેનનાં પરગણાં લઈ લીધાં. એ લડાઈનું પરિણામ શામાં આવ્યું? વિક્ટર હ્યુગોએ તો તે જ વખતે ભવિષ્ય ભાખ્યું:

'The day would come when France would rise again invincible and take back not only Alsace and Lorraine but the Rhineland with Mayence and Cologne and in return would give to Germany a republic, so freeing Germany from its Emperors as an equivalent for the dethronement of Napolean.' (એક દિવસ એવો આવશે કે જ્યારે ફ્રાંસ ફરીને વિજય મેળવશે. તે દિવસે માત્ર આલ્સેસ અને લૉરેનને પાછાં લેશે એટલું જ નહિ. પણ હ્રાઈનનો પ્રદેશ તથા મેયાંસ અને કોલોન પણ લેશે, અને ફ્રાંસની ગાદી પરથી ત્રીજા નેપોલિયનને પદભ્રષ્ટ કરવા માટે જર્મનીને પણ પ્રજાસત્તાક બનાવી બાદશાહમુક્ત બનાવશે.) આ ભવિષ્યવાણી ખરી પડી. જર્મની આજે પ્રજાસત્તાક બન્યું છે; એના બાદશાહ કૈસરને દેશવટો ભોગવવો પડે છે.

ઈ. સ. ૧૮૭૦ની સાલની એ લડાઈનું વેર ફ્રાંસે ૧૯૧૮માં વાળ્યું. આ ઐતિહાસિક દુશ્મનાવટ ઉપરાંત જર્મની અને ઇંગ્લંડ વચ્ચે વેપારને અંગે હરીફાઈ ચાલ્યા જ કરતી હતી. ઇંગ્લંડ દુનિ-

પ્રકરણ સાતમું

## રોમા

રોમમાં તો જોવાનું ખૂબ છે માટે આપણે વહેલાં શરૂ કરીએ તો સારું' એમ કહી ગરુડરાજે મને સવારના પહોરમાં ખૂબ વહેલો ઉઠાડ્યો. અમે નાહીધોઈ પરવારી નાસ્તો કરી ઊપડ્યા. એક ટૅકસી ભાડે કરી ગરુડરાજે ક્યાં જવાનું તે સૂચના કરી અને અમે અંદર બેઠા.

જેમજેમ આગળ જતા ગયા તેમતેમ રોમની ભવ્યતાનું ભાન મને થતું ગયું. ઠેકઠેકાણે રસ્તા પર મોટાં પૂતળાં ને સુંદર ફુવારાઓ ઊડતા જોયા.

'ઈટલી એટલે કલાનું ધામ' ગરુડરાજ બોલ્યા: 'કલાકારોને ઉત્તેજન આપવું અને શહેરની શોભા વધારવી તે અહીંના લોકો બરોબર જાણે છે. રોમની શરૂઆતમાં તો કલા શું તે રોમનો જાણતા જ નહોતા; પણ જ્યારથી તેઓ ગ્રીસ (યુનાન)ના સંસર્ગમાં આવ્યા ત્યારથી એમને પણ કલાનો નશો ચડવા માંડ્યો. રોમે ગ્રીસને જીત્યું, પરંતુ ગ્રીક સંસ્કૃતિએ–ખાસ કરીને ગ્રીક કલાએ રોમને જીતી લીધું. પ્રખ્યાત કલાકારોની કલાથી રોમ શણગારાયું છે. માઇકલ ઍન્જેલો, રાફેલ અને ટીશિયાં એ ત્રિપૂટી

અધિષ્ઠાતા મુસૉલિનીનાં દર્શન પણ કરવાં જ જોઈએ ને?' ગરુડ-રાજ હસીને બોલ્યા.

અમે સડસડાટ નીચે ઊતર્યા. અંધારું થવા આવ્યું હતું, પરંતુ આકાશ સ્વચ્છ હતું એટલે રોમની સુંદરતા ઉપરથી જોઈ શકતા હતા. ટેકરાટેકરીઓવાળું એ શહેર, (સાત ટેકરીઓ પર વસેલું છે) એનાં ઘરોમાંથી આવતો રોશનીનો પ્રકાશ, એ બધું બહુ જ સુંદર લાગતું હતું. તેમાં યે એક મોટા ઘુંમટવાળું મકાન બધાં મકાનોમાં તરી આવતું હતું.

'આ રોમ અને પેલું ઘુંમટવાળું મકાન તે જગવિખ્યાત સેન્ટ પીટર્સનું દેવળ' ગરુડરાજ બોલ્યા.

તે રાત તો હૉટેલમાં ગાળી અને બીજે દિવસે વહેલા ઊઠી બધું જોવાનો નિશ્ચય કરી અમે સૂતા.

## પ્રકરણ સાતમું

## રોમા

'રોમમાં તો જોવાનું ખૂબ છે માટે આપણે વહેલાં શરૂ કરીએ તો સારું' એમ કહી ગરુડરાજે મને સવારના પહોરમાં ખૂબ વહેલો ઉઠાડ્યો. અમે નાહીધોઈ પરવારી નાસ્તો કરી ઊપડ્યા. એક ટૅકસી ભાડે કરી ગરુડરાજે ક્યાં જવાનું તે સૂચના કરી અને અમે અંદર બેઠા.

જેમજેમ આગળ જતા ગયા તેમતેમ રોમની ભવ્યતાનું ભાન મને થતું ગયું. ઠેકઠેકાણે રસ્તા પર મોટાં પૂતળાં ને સુંદર ફુવારાઓ ઊડતા જોયા.

'ઈટલી એટલે કલાનું ધામ' ગરુડરાજ બોલ્યા: 'કલાકારોને ઉત્તેજન આપવું અને શહેરની શોભા વધારવી તે અહીંના લોકો બરોબર જાણે છે. રોમની શરૂઆતમાં તો કલા શું તે રોમનો જાણતા જ નહોતા; પણ જ્યારથી તેઓ ગ્રીસ (યુનાન)ના સંસર્ગમાં આવ્યા ત્યારથી એમને પણ કલાનો નશો ચડવા માંડ્યો. રોમે ગ્રીસને જીત્યું, પરંતુ ગ્રીક સંસ્કૃતિએ–ખાસ કરીને ગ્રીક કલાએ રોમને જીતી લીધું. પ્રખ્યાત કલાકારોની કલાથી રોમ શણગારાયું છે. માઇકલ ઍન્જેલો, રફેલ અને ટીશિયાં એ ત્રિપૂટી

તો જગવિખ્યાત છે. તે ઉપરાંત અનેક કલાકારોએ રોમના સૌંદર્યમાં ફાળો આપ્યો છે. આ ત્રણ તો સોળમી સદીના કલાકારો. સત્તરમી સદીના કલાકારોમાં બર્નીનીનું નામ આગળ-પડતું છે. એની શિલ્પકલા પણ રોમમાં ઠેરઠેર દૃષ્ટિએ પડે છે. એણે એક ફુવારો કર્યો છે તેમાં ચાર નદીની મૂર્તિઓ મૂકી છે. એ ચાર નદી તે મીસરની નીલ, હિંદની ગંગા, યુરોપની ડૅન્યૂબ અને દક્ષિણ અમેરિકાની રીઓ પ્લાટા.

અઢારમી સદીમાં કનોવા નામનો પ્રખ્યાત કલાકાર થઈ ગયો. નેપોલિયન બાદશાહની બહેન પૉલીન ઈટલીના પ્રખ્યાત બોરઘીઝ કુટુંબમાં પરણી હતી. કનોવા પૉલીનનો પૂજારી હતો. કનોવાનું ઘડેલું પૉલીનનું વિનસ તરીકેનું પૂતળું બહુ જાણીતું છે. જેને કલાકાર બનવું હોય કે કલાનો અભ્યાસ કરવો હોય તેણે રોમની મુલાકાત અવશ્ય લેવી જ જોઇએ.'

આમ વાતો કરતાં અમારી મોટર એક ચઢાણ પર ચડી. ટોચ પર પહોંચતાં ગાડી ઊભી રહી અને અમે નીચે ઊતર્યા. ગાડી ક્યાં ઊભી રાખવી તેની સૂચના કરી ગરુડરાજે મારો હાથ ઝાલ્યો અને આગળ ચાલ્યા.

'આ પૅલેટાઈનની ટેકરી. રોમ સાત ટેકરીઓ પર વસેલું છે, તેમાંથી જૂનામાં જૂની આ. રોમનો પાયો આ જ ટેકરી પર નખાયો હતો. તે ઉપરાંત રોમના પહેલા સમ્રાટ ઑગસ્ટસનું ઘર પણ આ ટેકરી પર હતું. કૅલીગોલા, ટાઈબીરિયસ, ડૉમીશીયન વગેરે સમ્રાટોના મહેલો પણ અહીં હતા. એનાં ખંડિયેરો

અહીં આપણી બાજુમાં જણાય છે. રોમના મહાપુરુષો સીસેરો, સુલા વગેરે પણ અહીં જ રહેતા હતા.'

અમે ટેકરીની ધાર પર ગયા, ત્યાંથી નીચેનાં ભવ્ય ખંડિયેરોનાં દર્શન થયાં.

'આઘે આઘે પેલું ગોળાકાર મકાન દેખાય છે તે કૉલીઝિયમ; આ નીચેનાં ખંડિયેરો રોમન ફોરમનાં. રોમ વિષે જાણવું હોય તો રોમનો ઇતિહાસ જાણવો જ જોઇએ.'

આટલું કહી એક બાજુ પર ઝાડની મજાની છાયા નીચે અમે બેઠા. ઉપર ભૂરુંભૂરું સ્વચ્છ આકાશ હતું. સ્વસ્થ બેઠા પછી એ પુરાણી ટેકરી પર રોમના ભવ્ય ઇતિહાસની કથા મને ગરુડરાજે કહી.

'પૅલેટાઇનના પથરાઓને વાચા આવે તો શું શું ન કહે? કહેવત છે કે "Rome was not built in a day." એટલે રોમ એક દિવસમાં બંધાયું નહોતું. રોમને બંધાતાં હજારો વર્ષો લાગ્યાં. એને ભવ્ય બનાવવા કેટલા દેશોની દોલત કામ આવી! આજથી લગભગ અઢી હજાર વર્ષની જૂની વાત. આલ્બન દેશના રાજાને એના ભાઈ એમ્યુલિયસે મારી નાખ્યો, એની છોકરી ઇલિયાને વેસ્ટલ વર્જિન બનાવી. વેસ્ટલ વર્જિન એટલે વેસ્ટાદેવીની પૂજારણ. સારા કુટુંબની કન્યાઓ જ વેસ્ટાદેવીની પૂજારણ બની શકતી. એ કન્યાઓને આજીવન કૌમારવ્રત લેવું પડતું. વેસ્ટાદેવીના મંદિરમાં એક અખંડ જ્યોત બળતી. એ જ્યોત હોલવાય નહિ ને અખંડ બળતી રહે એ જોવાનું કામ આ પવિત્ર

કુમારિકાઓ કરતી. વેસ્ટાની કુમારિકાઓની પવિત્રતા વિષે જરા પણ શંકા ઊભી થાય તો એમને દેહાંતદંડની શિક્ષા થતી!

ઇલિયાને પાણી ભરવા માટે દરરોજ મંગળદેવ–Mars–ના મંદિર આગળ જવું પડતું. એ કુમારિકાનું અદ્દભુત સ્વરૂપ જોઈ મંગળદેવ તેના પર મુગ્ધ થયા અને એક દિવસ મનુષ્યરૂપે પ્રગટ થઈ તેની સાથે લગ્ન કર્યાં. થોડા મહિના બાદ ઇલિયાએ એક જોડ છોકરાઓને જન્મ આપ્યો. એમ્યુલિયસને આની ખબર પડતાં, વેસ્ટાની કુમારિકા થઈ કૌમારવ્રતનો ભંગ કરવા માટે તેણે ઇલિયાને દેહાંતદંડની શિક્ષા ફરમાવી. પરંતુ રાજપુત્રી ઍન્થોસે પોતાની પિત્રાઈ બહેન ઇલિયાને બચાવી લીધી અને એને દેહાંતદંડની શિક્ષા ન થતાં માત્ર કારાગૃહમાં રાખવામાં આવી. એના બંને બાલપુત્રોને એની પાસેથી છીનવી લેવામાં આવ્યા અને પારણા સાથે જ પૅલેટાઈનની ટેકરી નીચે આવેલી ટાઇબર નદીમાં નાખી દેવામાં આવ્યા. પારણું ક્યાં લગી આમતેમ પાણી ઉપર તર્યું, પછી નદીનાં પાણી નીચે ઊતરવા લાગ્યાં અને પારણું એક ખડક પર રહી ગયું. પૅલેટાઈન પર વરુઓ ઘણાં હતાં. એક વરુમાદાએ આ બંને બાળકોને જોયાં; પરંતુ એમને મારી નાખવાને બદલે ઊલટું પોતાનું દૂધ પાઈ એ ભૂખ્યાં બાળકોને શાંત કર્યાં! આ દેખાવ એમ્યુલિયસ રાજાનો મુખ્ય ભરવાડ ફૉસ્ટુલસ ત્યાંથી જતો હતો તેણે જોયો. એના અચંબાનો પાર ન રહ્યો. એણે એ બંને બાળકોને લઈ લીધાં અને પોતાની સ્ત્રી આક્કા લૅરેન્શિયાને સોંપ્યાં. એ બંને બાળકો તે રોમ્યુલસ અને રૅમસ. બંને એ ભરવાડને ત્યાં જ ઊછર્યાં અને

મોટા થતાં ભરવાડોના નેતા બન્યા. ધીમેધીમે આલ્બન રાજાને હરાવી એનું રાજ્ય તેમણે લઈ લીધું, અને પછી આ ટેકરી પર એક નાનું ચોરસ ગામ વસાવી રોમ્યુલસે રોમની સ્થાપના કરી.'

'આ વાત કંઈ ખરી હશે?' મારાથી બોલી જવાયું.

'કેમ, તમારે ત્યાં પણ શિલાદિત્યની એવી જ કથા છે ને? સૂર્યદેવ એક બ્રાહ્મણ વિધવા પર મુગ્ધ થયા અને મનુષ્યનું રૂપ ધારણ કરી એની સાથે પરણ્યા. એનો છોકરો શિલાદિત્ય વલ્લભીપુરનો રાજા થયો.

રોમ્યુલસ મંગળદેવનો છોકરો. મંગળદેવ એટલે યુદ્ધ, પરાક્રમ ને સ્વતંત્રતાના દેવ. મંગળના ગુણો એના વંશજો રોમનોમાં પણ ઊતર્યા. રોમન પ્રજા એના લડાયક ગુણો શૌર્ય તથા પરાક્રમથી જ આગળ વધી. રોમનોનું આખું જીવન લડવામાં જ ગયું એમ કહીએ તો ચાલે. એક નાનકડા ગામમાંથી રોમ એક મહારાજ્ય બન્યું. તે વખતમાં જાણીતી દુનિયાનો મોટો ભાગ રોમનોએ કબજે કર્યો. એમના મહારાજ્યનો વિસ્તાર પશ્ચિમમાં જર્મની, ફ્રાન્સ, સ્પેન ને બ્રિટન લગી અને પૂર્વમાં ગ્રીસ, સીરિયા, પૅલેસ્ટાઈન અને આફ્રિકા લગી હતો.

ઈ. સ. પૂર્વે ૭૫૨ની સાલમાં રોમ સ્થપાયું. રોમ્યુલસને આખું રાજ્યબંધારણ નવેસરથી કરવાનું હતું. મંગળદેવના વંશજો તો સ્વાતંત્ર્યપ્રેમી. તેઓ કોઈ એક રાજાને તાબે રહેવાનું પસંદ કરે એવા નહોતા. એટલે પ્રજાને પણ રાજ્યકારભારમાં હિસ્સો આપવો પડ્યો. પ્રજામાંથી સો વડીલો (મહાજનો)નો સંઘ–Senate

સ્થાપવામાં આવ્યો. તે ઉપરાંત લોકોની સભા–આમ સભા (Comitia) તો જુદી. સેનેટનું કાર્ય રાજ્યના કાયદાઓ અમલમાં મૂકવાનું તથા રાજ્યવિષયક સવાલો પર ચર્ચા કરી લોકોની સભા આગળ પોતાનો અભિપ્રાય આપવાનું હતું. લોકપ્રશ્નો પર છેવટનો નીવેડો લાવવાનું કાર્ય આમનીસભાનું હતું. સેનેટના સભ્યો અને એના વંશજો પૅટ્રીશિયન્સ કહેવાયા, જ્યારે આમવર્ગ પ્લીબિયનના નામે ઓળખાવા લાગ્યો. આગળ જતાં આ બંને પક્ષ વચ્ચે ખૂબ જ લડાઇઓ જાગી.

રોમ્યુલસે રાજાના હાથમાં સત્તા સારી પેઠે રાખી હતી. સેનેટના સભ્યો નીમવાનું કામ રાજાનું હતું. આમની સભા બોલાવવાનો અધિકાર પણ રાજા પાસે હતો, અને મહત્ત્વના પ્રશ્નો પર રાજાનો જ મત છેવટનો ગણાતો. ધર્મની બાબતમાં પણ રાજા જ ધર્મનો વડો–Pontifex Maximus–ગણાતો.

શરૂઆતમાં રોમ્યુલસને રોમની આસપાસ વસતી જંગલી જાતો સાથે ખૂબ લડવું પડ્યું. એ જાતોમાં સેબાઇન નામની જાત ઠીક બળવાન હતી. રોમનો રોમમાં વસ્યા ત્યારે એમની સાથે સ્ત્રીઓ નહોતી. એટલે તેઓ સેબાઇનની સ્ત્રીઓનું હરણ કરી લાવ્યા. આ બનાવ–rape of sabine–કલાકારોએ અમર બનાવ્યો છે. રોમનો પોતાની સ્ત્રીઓનું હરણ કરી ગયા તેથી સેબાઇનો તેમના પર ચડી આવ્યા. લડાઈ સખ્ત થઈ. આખરે સેબાઈન સ્ત્રીઓ, જેમનું હરણ થયું હતું તેમણે જ વચ્ચે પડી બંને પક્ષ–એક ભાઈ અને બાપનો તથા બીજો ધણીનો–વચ્ચે સમાધાન

કરાવ્યું. ત્યારથી રોમનો અને સેબાઇનો મળી ગયા. સેબાઇન રાજા ટૅટીઅસ પણ રોમ્યુલસની સાથે મળી રાજ્ય કરવા લાગ્યો. એના મરણ પછી રોમ્યુલસ એકલો બંનેનો રાજા થયો. ધીમેધીમે એણે આસપાસનો લૅટિયમનો મુલ્ક પણ કબજે કર્યો. એની સત્તા એટલી વધી કે સેનેટના કેટલાએક સભ્યોને એની અદેખાઈ આવી અને એનું છાની રીતે ખૂન કરવામાં આવ્યું.

રોમ્યુલસે સાડત્રીસ વર્ષ રાજ્ય કર્યું. એ એટલો લોકપ્રિય થઈ ગયો કે લોકોએ કવીરીનસ નામ આપી એને દેવ તરીકે સ્થાપ્યો. એનું મંદિર જ્યાં હતું તે જગ્યા આજે કવીરીનસ તરીકે ઓળખાય છે. ત્યાં મહેલ છે તેમાં એક વખત પોપ રહેતા; આજે તો તેમાં રાજા રહે છે.

રોમ્યુલસ પછી ઘણા રાજાઓ થઈ ગયા. અને એ રાજસત્તા બસો ચુંમાલીસ વર્ષ લગી ટકી. ત્યાર પછી એક સ્ત્રીના નિમિત્તે રાજાઓનો નાશ થયો અને રોમ પ્રજાસત્તાક રાજ્ય બન્યું. છેલ્લો રાજા ટાર્કિવનસ સુપર્બસ ઘણો જ જુલમી હતો. એ પોતાના સસરાને મારીને ગાદી પર આવેલો એ જુલમગારે બીજા પણ કેટલાયે મહાજનોનાં ખૂન કર્યાં. પ્રજા ચોવીસ વર્ષ લગી એનો જુલમ સાંખી રહી. આખરે એના પાપનો ઘડો ફૂટ્યો.

એ ટાર્કિવનસના પુત્ર સેક્સટસે લુક્રેશિયા નામની એક ખાનદાન કુટુંબની સ્ત્રી પર અત્યાચાર કર્યો. આ અત્યાચારની કહાણી પોતાના ધણી કૉલેટાઈનસને જણાવી પોતાના શીલની ખાતર એ રોમન સન્નારીએ છાતીમાં કટાર ભોંકી આપઘાત કર્યો.

કૉલેટાઈનસની સાથે એનો મિત્ર બ્રૂટસ પણ હતો. તેને આ દેખાવ જોઈ ખૂબ ગુસ્સો ચડ્યો. એણે લુક્રેશિયાના લોહીથી ખરડાયેલી કટાર લઈ સોગન લીધા કે "આ કૃત્યનું વેર વાળું ત્યારે જ ખરો."

લુક્રેશિયાના શબને "ફોરમ"માં લઈ ગયા. ત્યાં બ્રૂટસે ખૂબ જુસ્સાથી ભાષણ કરી જાલિમના જુલ્મથી પ્રજાને છોડાવવા માટે લોકોને ઉશ્કેર્યા. એકદમ સેનેટ ભરવામાં આવી. સેનેટે ટાર્કિવનસને દેશપાર કરવાનો ઠરાવ કર્યો ને રાજસત્તાને સમૂળગી નાબૂદ કરી. સેનેટના આ ઠરાવને આમ સભાએ પણ મંજૂરી આપી. રાજાને ઉઠાડી સેનેટે બ્રૂટસ અને કૉલેટાઈનસને કૉન્સલ નીમ્યા. કૉન્સલોની સત્તા પણ રાજાના જેટલી જ રહી.

આ બનાવ વખતે ટાર્કિવનસ તો દૂર લડાઈમાં હતો. એણે પાછા આવવાને ઠીક ખટપટ કરી. એ ખટપટમાં બ્રૂટસના બે છોકરા તથા કૉલેટાઈનના બે ભત્રીજાઓનો પણ હાથ હતો. બ્રૂટસને ખબર પડતાં કૉન્સલ તરીકે પોતે જ ન્યાયસિંહાસન પર બેઠો ને બંને છોકરાને દેહાંતદંડની શિક્ષા ફરમાવી. કૉલેટાઈનસ એના ભત્રીજાને બચાવવા ગયો ત્યાં એને જ પદભ્રષ્ટ થવું પડ્યું ને રોમ છોડી દેશવટો ભોગવવો પડ્યો.

તેર વર્ષ લગી ટાર્કિવનસ લડ્યો. એટ્રુરિયાના રાજા લાર્સ પોર્સેના ટાર્કિવનસની મદદે રોમ પર ચડી આવ્યો તેને હૉરેશિયસે એકલે હાથે ટાઇબર નદીના પૂલ પર અટકાવ્યો એ વાત તો બહુ જાણીતી છે.

રોમમાંથી રાજસત્તા તો ગઈ, પરંતુ પ્રજાના બે પક્ષ

પેટ્રીશિયન અને પ્લીબિયન વચ્ચે, કોની સત્તા વધારે તે બાબત પર સતત ઝઘડા થવા લાગ્યા. સેનેટ પૈસાદાર વર્ગની–પૅટ્રીશિયન્સની બનેલી, એટલે પૈસાના જોરે ખૂબ બળવાન બની. સેનેટે રાજનો કારભાર બે કૉન્સલોને સોંપ્યો હતો. આ કૉન્સલો પૅટ્રીશિયન વર્ગમાંથી જ ચૂંટાતા. આ કારણથી પણ સેનેટની સત્તા એટલી વધી ગઈ હતી કે રોમનું રાજ્ય એક પૈસાદાર મંડળ —oligarchy—ચલાવતું. આ બળ સામે ટક્કર ઝીલવા પ્લીબિયનોએ આમ સભાની સત્તા વધારવા માંડી. સેનેટ કૉન્સલ નીમે તો આમ સભા ટ્રાઈબ્યુન નીમે. સેનેટ પાસે પૈસાનું જોર તો આમ સભા પાસે મનુષ્યબળ. લડાઈ વખતે લશ્કર તો પ્લીબિયન વર્ગમાંથી જ ઊભું થતું. એટલે અણીને વખતે પ્લીબિયનો સત્યાગ્રહ કરી પોતાનું ધાર્યું કરાવી લેતા. આ કારણથી આગળ જતાં પગારી લશ્કર રાખવાની પ્રથા શરૂ થઈ. એનું પરિણામ એ આવ્યું કે આ પગારી લશ્કર ધીમેધીમે ખૂબ બળવાન થઈ બેઠું અને એવું થઈ ગયું કે જે એનો સેનાપતિ તે જ રોમનો રાજા. રોમનું પ્રજાસત્તાક રાજ્ય એથી જ પડી ભાંગ્યું ને બાદશાહી શરૂ થઈ.

આ બંને પક્ષના ઝઘડા કેટલી હદ સુધી પહોંચતા તેનો એક દાખલો આપું. કાયુસ-માર્શ્યસ નામનો એક સેનેટર ઘણો જ મિજાજી માણસ હતો. એણે વૉલ્શિયનો સામે લડી કોરિયોલાઈ જીતેલું તે ઉપરથી એ કોરિયોલેનસ તરીકે જાણીતો થયો. આ સેનેટરને કૉન્સલ બનવું હતું; પણ એનો તુમાખી સ્વભાવ જોઈ પ્રજાએ એની ચૂંટણી કરી નહિ. આ ઉપરથી એ ખૂબ નિરાશ

થયો અને લોકો પરનો ગુસ્સો સેનેટમાં ઉઘાડી રીતે બતાવવા લાગ્યો. લોકલાગણી પણ ખૂબ ઉશ્કેરાઈ અને કોરિયોલેનસને પ્રજા-સમક્ષ એની વર્તણૂક માટે બોલાવવામાં આવ્યો. કોરિયોલેનસે પ્રજા સમક્ષ હાજર રહેવાની ના કહી એટલે એને કેદ પકડી લાવવાનો હુકમ કર્યો. કોરિયોલેનસના પક્ષના પૅટ્રીશિયનોએ એને પકડવા દીધો નહિ. આથી ઉશ્કેરાઈ લોકોએ આમ સભા બોલાવી. ત્યાં ટ્રાઇબ્યુનોએ કોરિયોલેનસને રાજદ્રોહી ઠરાવી દેહાંતદંડની શિક્ષા કરવાની સૂચના કરી. ટ્રાઇબ્યુનની આ સૂચના પ્રજાવર્ગને જરા ભારે લાગી, એટલે કોરિયોલેનસને ફરીને હુકમ કર્યો કે સત્તાવીસ દિવસની અંદર એણે પ્રજાસમક્ષ હાજર રહી આ તહોમત સામે પોતાનો બચાવ કરવો.

આટલે સુધી વાત પહોંચી ત્યારે કૉન્સલો અને સેનેટને લાગ્યું કે આમવર્ગનું બળ આથી વધી જશે. એટલે તેઓ વચ્ચે પડી ટ્રાઇબ્યુનોને સમજાવવા લાગ્યા કે કોઈ પણ સવાલ પહેલો સેનેટમાં ચર્ચાય અને એના પર સેનેટ પોતાનો મત આપે તે પછી જ આમ સભા એને ઉપાડી શકે. ટ્રાઇબ્યુનોએ આ માન-વાની ચોખ્ખી ના પાડી. આમ સભાની સત્તા પણ સેનેટના જેટલી જ છે એમ ટ્રાઇબ્યુનોની દલીલ હતી. આખરે બંને પક્ષ એ સમ-જૂતી પર આવ્યા કે ટ્રાઇબ્યુનોએ સેનેટ આગળ કોરિયોલેનસ સામે ફરિઆદ કરવી અને સેનેટે ઠરાવવું કે આ ફરિયાદનો ચુકાદો આમ સભા આપે. સેનેટના મનમાં કે પોતાનો હાથ ઉપર રહે. ટ્રાઇબ્યુનોએ આ પ્રમાણે ફરિઆદ કરી ને સેનેટે કોરિયોલેનસને

આમ સભા આગળ હાજર રહેવાનો હુકમ કર્યો. આમ સભાએ તેને દેશપાર કરવાનો ઠરાવ કર્યો.

કોરિયોલેનસે પોતાના નીચ સ્વભાવ પ્રમાણે આનું વેર વાળવાનું નક્કી કર્યું; અને જે દુશ્મનો સામે એ લડયો હતો તેમને જ મળી જઈ રોમ સામે લડવા નીકળ્યો. એ જબરો લડવૈયો હતો એટલે થોડા જ વખતમાં રોમ હારવાની અણી ઉપર આવી ગયું. લોકો ગભરાયા અને એની સામેનો દેશપારનો હુકમ રદ કરવાની માગણી કરી. આ વખતે સેનેટ દૃઢ રહી અને એક બળવાખોર સાથે કોઈ પણ જાતની સંધિ કરવાની ચોખ્ખી ના પાડી. ગભરાએલા લોકોનો આગ્રહ એટલો બધો હતો કે તેમણે પોતાની મેળે જ થોડા પ્રતિષ્ઠિત પૅટ્રીશિયનોને એની પાસે મોકલ્યા. કોરિયોલેનસે જવાબ મોકલ્યો કે રોમ જ્યાં લગી વૉલ્શિયનો પાસેથી જીતેલો મુલક પાછો ન આપે ત્યાં લગી સંધિ થાય નહિ. આનો વિચાર કરવા તેણે ત્રીસ દિવસની મુદ્દત આપી.

ત્રીસમે દિવસે જવાબ ન મળતાં, કોરિયોલેનસ લશ્કર લઈ રોમની દીવાલ લગી આવી પહોંચ્યો. લોકોને તો કોઈપણ રીતે સંધિ કરવી હતી; પણ સેનેટ અડગ રહી. આખરે રોમન સ્ત્રીઓ કોરિયોલેનસની માની સરદારી હેઠળ એ બંડખોર પાસે ગઈ. એમાં કોરિયોલેનસની સ્ત્રી પણ હતી. એ સ્ત્રીઓનાં આંસુએ રોમને બચાવી એની પ્રતિષ્ઠા જાળવી.

રોમમાં પ્રજાસત્તાક રાજ્ય દરમ્યાન આવા આંતરિક ઝઘડાઓ સતત ચાલતા હતા, તે છતાં રોમને નસીબે થોડા

મહાપુરુષો એવા પાક્યા કે જેમણે અનેક દેશો પર વિજય મેળવી રોમનો પ્રભાવ જમાવ્યો. પહેલાં તો રોમની આસપાસ વસેલી જુદીજુદી જાતો જીતી રોમનોએ આખું ઇટલી સર કર્યું. આ લડાઇઓ દરમ્યાન ઈટલીને કિનારે વસેલી ટૅરેન્ટાઈન્સ નામની એક ગ્રીક જાતિએ એપીરસના રાજા પીરસને પોતાની મદદે બોલાવ્યો. તે સમયમાં પીરસ મોટો લડવૈયો ગણાતો. એ જંગી લશ્કર સાથે રોમ પર ચડી આવ્યો. એના લશ્કરમાં હાથીઓ પણ હતા. રોમનોએ કોઈ દિવસ હાથી જોયા નહોતા, એટલે શરૂઆતમાં તો એ ભયંકર પ્રાણીને જોઇ એની સામે કેમ લડવું તેની સૂઝ પડી નહિ. આથી પીરસ રોમનોને હરાવવામાં થોડો વખત તો સફળ નીવડ્યો; પણ પછી તો એની સામે રોમ-નોએ ટક્કર ઝીલી અને પીરસને રોમ જીતવાનો લોભ હતો તે આશા ફળીભૂત થઇ નહિ એટલે તે કંટાળ્યો. ત્યાં તો કાર્થે-જની સામે સિસિલીએ એની મદદ માગી એટલે ઈટલી છોડી જવાનું એને બહાનું મળ્યું. પીરસની ગેરહાજરીમાં રોમનોએ હારેલો મુલક પાછો લઈ આખું ઈટલી તાબે કરી લીધું.

આ લડાઇ પત્યા પછી રોમને વર્ષો સુધી કાર્થેજ સામે લડવું પડ્યું. કાર્થેજ એટલે હાલ આફ્રિકાના ઉત્તર કિનારે જ્યાં ટ્યુનિસ છે તે પ્રદેશ. એ સમયમાં ઇજિપ્તથી માંડી જીબ્રાલ્ટર લગીનો આખો પ્રદેશ કાર્થેજના હાથમાં હતો. એ વેપારનું મોટું મથક હતું. અને સાત લાખની વસ્તીવાળું એ ભવ્ય શહેર ગણાતું.

કાર્થેજની સામે પણ રોમનો જીત્યા. અને જે મુલેહ

કરવામાં આવી તે કાર્થેજને માટે એટલી નામોશીભરેલી હતી કે આબરૂ ખાતર પણ એને બીજી લડાઇ કર્યા સિવાય છૂટકોજ નહોતો. એ બીજા વિગ્રહમાં હૅનીબાલ નામના કાર્થેજિયન સરદારે રોમનોને ખૂબ હંફાવ્યા. હૅનીબાલ નાની ઉમરનો છતાં ભારે ચતુર અને શૂરવીર સેનાપતિ હતો. એણે રોમને આંગણે જ લડાઇ લઇ જવાનો નિશ્ચય કર્યો. અનેક મુશ્કેલીઓ અને હાડમારીઓ વેઠી, પીરીનીઝની ટેકરીઓ ઓળંગી, આલ્પ્સની પર્વતમાળને ભેદી હૅનીબાલ ઇટલી પર ચડી આવ્યો. કાર્થેજ છોડતી વખતે એની પાસે પચાસ હજાર પાયદળ અને વીસ હજાર ઘોડેસવારોનું લશ્કર હતું. એમાંના કેટલાયે આ ચડાઇમાં ઠંડીના ભોગ થઇ, કે રસ્તાની હાડમારીને લીધે મરણ પામ્યા અને એ ઇટલી પહોંચ્યો ત્યારે એનું લશ્કર વીસ હજાર પાયદળ અને છ હજાર ઘોડેસવારોનું જ રહ્યું. છતાં એક પછી એક લડાઇઓ થઇ તેમાં હૅનીબાલ વિજયી થયો. કાન આગળ તો રોમનોની સખત હાર થઇ. ચાળીસ હજાર રોમનો રણમાં રોળાયા. તેમાં રોમનો કૉન્સલ એઝીલસ પણ હતો. બીજા કૉન્સલ વારોને લાગ્યું કે આ જીત પછી હૅનીબાલ રોમ પર ધસારો કરશે, એટલે તે છિન્નભિન્ન થયેલા લશ્કરને લઇ રોમનો બચાવ કરવા રણમાંથી નાઠો.

વખત ઘણો જ કટોકટીનો હતો. બધાને લાગ્યું કે રોમનું હવે આવી બન્યું. તેવે સમયે રોમનોએ અડગ ધૈર્ય બતાવ્યું. લોકો પોતાની મેળે જ પોતાની ખાનગી દોલત રોમના બચાવ અર્થે જે ખરચ કરવો પડે તેને માટે રાજ્યને આપી આવ્યા. સત્તર

વર્ષની ઉપરના બધા જ રોમનો સૈનિક તરીકે નામ નોંધાવી આવ્યા.

હૅનીબાલે વિજયનો લાભ લઇ તરત જ રોમ પર કૂચ કરી હોત તો રોમનો વિનાશ થાત જ. પરંતુ એણે હાથમાં આવેલી તક ગુમાવી. રોમ પર એકદમ ધસારો કરવાને બદલે રોમથી દૂર કૅપ્યુઆમાં તેણે પડાવ નાખ્યો. કાર્થેજિયનોને વિજયનો નશો એવો ચડયો હતો કે લડવાનું કોરાણે મૂકી તેઓ મોજમજામાં પડયા.

આમ, એક બાજુ હૅનીબાલ ઇટલી સર કરી રહ્યો હતો. ત્યારે બીજી બાજુ રોમન સરદાર સ્કીપીઓ સ્પેનમાં આવેલો કાર્થેજના તાબાનો મુલક જીતી રહ્યો હતો. કાર્થેજીના નામના લશ્કરી મથકને સ્કીપીઓએ સર કર્યું. આથી કાર્થેજને બહુ જ નુકસાન થયું.

કાર્થેજ તરફથી હૅનીબાલની કુમકે એનો ભાઇ એસ્ડ્રુબાલ એક મોટું લશ્કર લઈ નીકળ્યો. તેને રોમન કૉન્સલ કલૉડિયસ નીરોએ ઓચિંતો છાપો મારી હરાવ્યો. એ લડાઈમાં એસ્ડ્રુબાલ મરાયો. રોમન વિજયની નિશાની તરીકે એનું ડોકું રોમનોએ હૅનીબાલ પર મોકલી આપ્યું. કાર્થેજિયનોની હાર થઇ અને એસ્ડ્રુબાલ મરાયો એ સમાચારથી હૅનીબાલનું લશ્કર નિરાશ થઇ ગયું અને બીજી બાજુ રોમનોના જીવમાં જીવ આવ્યો.

સ્કીપીઓ સ્પેન જીતી આફ્રિકા પર હલ્લો લઇ ગયો અને છેક કાર્થેજ લગી જઇ પહોંચ્યો. કાર્થેજિયનો હવે ગભરાયા અને હૅનીબાલને ઇટલીથી બોલાવી લીધો. ઝામા આગળ મોટી લડાઇ થઇ તેમાં કાર્થેજિયનો સખત હાર્યા. વીસ હજાર મરાયા ને એટલા જ કેદી બન્યા; જ્યારે રોમનો માત્ર બે હજાર મરાયા.



રોમ શહેરના સ્થાપક રૉમ્યુલસ અને તેના જોડિયા ભાઇ રૅમસને
ધવડાવતી વરુમાતાનું શિલ્પ



હૅનીબાલ

આ યુદ્ધમાં હૅનીબાલ માંડ મરતાં બચ્યો ને રણમાંથી નાઠો. કાર્થેજ જઇ એણે રોમનો સાથે સુલેહ કરવાની રાજ્યને સલાહ આપી. સ્કીપીઓએ નીચેની શરતો સાથે સુલેહનું કહેણ કબૂલ રાખ્યું. સ્પેન, સીસીલી, ઇટલી ને આફ્રિકા વચ્ચે આવેલા બધા ટાપુઓ રોમને આપવા; રોમન કેદીઓને છોડી મૂકવા; લડાઇનાં દસ વહાણ સિવાય બધાં વહાણ રોમને આપવાં; પચાસ વર્ષ લગી દસ હજાર ટૅલન્ટસ (ચલણી સિક્કા) રોમને આપવા; ને રોમની રજા સિવાય કોઇ સાથે લડાઇ કરવી નહિ. કાર્થેજને આ શરતો સ્વીકાર્યા સિવાય છૂટકો જ નહોતો. પણ અંતે રોમ અને કાર્થેજ વચ્ચે ઇ.સ. પૂર્વે ૧૪૬ની સાલમાં ત્રીજો વિગ્રહ શરૂ થયો તેમાં કાર્થેજનો સમૂળગો નાશ થયો. રોમનોએ આખું શહેર બાળીને ભસ્મ કરી નાખ્યું.

સ્કીપીઓ પાછો ફર્યો ત્યારે રોમનોએ એનો ભારે સત્કાર કર્યો. આફ્રિકા જીતવા માટે સ્કીપીઓ ઍફ્રિકૅનસ તરીકે ઇતિહાસમાં અમર થયો. આમ ઉપરાછાપરી વિજયોથી રોમનો વિસ્તાર વધવા લાગ્યો.'

## પ્રકરણ આઠમું

# રોમની બાદશાહી

રોમમાં પ્રજાસત્તાક રાજ્ય લગભગ પાંચસોથી છસો વર્ષ લગી રહ્યું. એ પ્રજાસત્તાના છેલ્લા સૈકામાં રોમની સત્તા અતિશય વધી. યુરોપમાં આખું ઇટલી, જર્મની, ફ્રાન્સ, સ્પેન અને બ્રિટન એનાં સંસ્થાનો તરીકે હતાં; આફ્રિકાનો ઉત્તર કિનારો એના હાથમાં હતો અને એશિયામાં ગ્રીસ, સીરિયા અને પૅલેસ્ટાઇન એને કબજે હતાં. એ છેલ્લા સૈકાના વિજયી સેનાપતિઓમાં મૅરિયસ, સુલા, પૉમ્પેઇ વગેરેનાં નામો આગળપડતાં છે. પણ એ બધામાંયે જુલિયસ સીઝરનું નામ સૌથી આગળ તરી આવે છે.

એ મહાપુરુષ જેવો શૂરવીર સેનાપતિ તેવો જ જબરો રાજપુરુષ હતો, ને તે ઉપરાંત વિદ્વાન પંડિત પણ હતો. ખગોળ-શાસ્ત્રનો એણે સારો અભ્યાસ કરેલો. આજના ખ્રિસ્તી ગણત્રી પ્રમાણેના વર્ષના ત્રણસો ને પાંસઠ દિવસ કરી દર ચોથે વર્ષે એક દિવસ ઉમેરવાની યોજના એ સીઝરે જ કરી હતી.

સીઝર અને પૉમ્પેઇ વચ્ચે ખૂબ સ્પર્ધા ચાલતી હતી. પૉમ્પેઇ પણ બહુ મોટો સેનાપતિ હતો. એ જ્યારે મધ્ય એશિ-યાને રોમની સત્તા નીચે લાવતો હતો ત્યારે સીઝર આખો ગૉલ



મહાન રોમન વક્તા સીસરો



કોલોઝિયમ

પચાસ હજાર પ્રેક્ષકોને સમાવતી પ્રાચીન રોમની પ્રચંડ-ભવ્ય એ પ્રેક્ષકશાળાનો ખ્યાલ આપતો હવાઇ ફોટોગ્રાફ

દેશ—આજનો ફ્રાન્સ દેશ—રોમને તાબે કરતો હતો. સીઝરની



જુલિયસ સીઝર

મહત્ત્વાકાંક્ષા રોમના સમ્રાટ થવાની હતી, પણ જ્યાં લગી પૉમ્પેઇ જેવો શૂરવીર એની સાથે રાજ્યનો કારભાર ચલાવતો હોય ત્યાં સુધી એ ઇચ્છા પાર પડે એમ નહોતું. પૉમ્પેઈ, જુલિયસ સીઝર અને ક્રૅસસ એ ત્રિપુટીનું રાજ્ય રોમ પર ચાલતું. ક્રૅસસ કરતાં પણ પૉમ્પેઇ સીઝરના લોભની આડે વધુ આવતો. રાજ્યમાં ખૂબ ખટપટો ચાલવા લાગી. એ ખટપટનો એક ભોગ તો સીસરો જ થયો. સીસરો પ્રખ્યાત વક્તા તરીકે જગવિખ્યાત થઈ ગયો છે. એને દેશની ખૂબ દાઝ હતી અને કાવાદાવા માટે તિરસ્કાર હતો. જુલિયસ સીઝરને એની બીક હતી એટલે ખટપટ કરી એણે સીસરોને દેશપાર કરાવ્યો; જોકે પાછળથી એ સીઝરે જ એને પાછો બોલાવ્યો. આ ખટપટને પરિણામે સીઝર અને પૉમ્પેઇ વચ્ચે યુદ્ધ જાહેર થયું. પૉમ્પેઇ આફ્રિકામાં લડતાં

મરાયો ને સીઝર રૂબીકન નદી ઓળંગી વિજયનો ડંકો વગાડતો રોમમાં દાખલ થયો.

આ વખતે રોમન પ્રજાસત્તાની પડતી એવી આવી હતી કે જુલિયસ સીઝર સમ્રાટ થાય એમાં જ એક રીતે દેશનું હિત હતું. પણ સીઝરની એ મહત્ત્વાકાંક્ષા પૂર્ણ થવાની તૈયારીમાં હતી ત્યાં એ પોતે જ એક કાવત્રાનો ભોગ થઇ પડયો. કૅશિયસ અને બ્રૂટસે પ્રજાનો ઝુંડો હાથમાં લઇ સ્વતંત્રતાને નામે એનું ખૂન કર્યું.

આ પ્રસંગનો લાભ લઈ સીઝરના મિત્ર માર્ક ઍન્ટનીએ સીઝરના શબ આગળ છટાદાર ભાષણ કરી લોકોને પાણીપાણી કરી નાખ્યા. પોતાની અજબ વકતૃત્વશક્તિથી આ બંડખોરો સામે લોકોને એણે ખૂબ ઉશ્કેર્યા. બ્રટસ અને કૅશિયસને જીવ લઈ રોમમાંથી નાસવું પડયું. આખરે સીઝરના ભત્રીજા ઑક્ટે-વિયસ સીઝર અને ઍન્ટની સાથેના યુદ્ધમાં તેઓ મરાયા.

રાજ્યની લગામ હવે ઍન્ટની, ઑક્ટેવિયસ અને લીપીડસ એ ત્રિપુટીના હાથમાં ગઇ. ઑક્ટેવિયસની ઇચ્છા પણ સમ્રાટ થવાની હતી; અને સંજોગો એવા આવ્યા કે જ્યાં સીઝર ન ફાવ્યો ત્યાં ઑક્ટેવિયસ ફાવ્યો.

ઍન્ટની બહુ કુશળ લડવૈયો હતો એટલે ઑક્ટેવિયસ જેમ લીપીડસની સામે લડાઇમાં ફાવ્યો તેમ અન્ટની સામે ન ફાવત. પરંતુ ઍન્ટનીની પડતી એક સ્ત્રીને લીધે થઈ. શરૂઆતમાં જેમ રોમ પ્રજાસત્તાક એક સ્ત્રીના કારણે થએલું, તેમ પાછું રાજસત્તાક પણ એક સ્ત્રીના કારણે જ થયું. મીસરની રાણી

ક્લિઓપૅટ્રા પાછળ ઍન્ટની ઘેલો બન્યો હતો. એ નખરાંબાજ રાણીએ ભલભલાને પોતાના રૂપમાં મુગ્ધ બનાવ્યા હતા. જુલિયસ સીઝર પણ એનાથી લોભાયો હતો. ઍન્ટની તો એનામાં એટલો મુગ્ધ બન્યો કે રાજકાજ છોડી એ મીસરમાં જ પડી રહેવા લાગ્યો. આ તકનો લાભ લઇ ઑક્ટેવિયસે લડાઇ આરંભી અને મીસર ઉપર ચડી આવ્યો. ઍક્ટીઅમ આગળ એક જબરું નૌકાયુદ્ધ થયું. અણીને વખતે મીસરની રાણી પોતાનાં સાઠ બારકસોનું સૈન્ય લઈ નાસી ગઈ. ઍન્ટની પણ ગાંડાની માફક યુદ્ધ છોડી એની પાછળ ગયો. ઍન્ટનીના પક્ષની હાર થઈ. સૈનિકો પણ હવે ઍન્ટનીની અવગણના કરવા લાગ્યા. આખરે ક્લિઓપૅટ્રાએ જ એને ફસાવ્યો અને મોહથી આંધળો બનેલો ઍન્ટની પોતાને હાથે જ મરણ પામ્યો.

ઍન્ટનીના મરણ પછી ઑક્ટેવિયસ ઇટલી પાછો ફર્યો. રોમન મહારાજ્યની સત્તા હવે એના એકલાના હાથમાં આવી. ઑગસ્ટસ સીઝરનું નામ ધારણ કરી એ રોમનો પહેલો સમ્રાટ બન્યો. તે પછી રોમની બાદશાહી લગભગ પાંચસો વર્ષ રહી. એ દરમ્યાન રોમ જાહોજલાલીની ટોચે પહોંચ્યું; પણ સાથે સાથે એની પડતીનાં બીજ પણ એ દરમ્યાન જ રોપાયાં.

સામ્રાજ્ય દરમ્યાન પ્રજાની સત્તા ઓછી થઇ એટલે પ્રજાપક્ષો વચ્ચેના સતત ઝઘડાઓ ઓછા થયા, પણ તે સાથે લશ્કરની સત્તા વધવા માંડી. શરૂઆતમાં તો દરેક રોમન નાગરિકને લડવા જવું પડતું; પણ જ્યારથી કાયમનું પગારી

લશ્કર રાખવામાં આવ્યું ત્યારથી જે વધારે પૈસા આપી શકે તે જ રાજા થાય એવું થયું. રોમન સમ્રાટની ચૂંટણી લગભગ સૈન્ય તરફથી જ થતી; અને એક વખત તો એવો આવેલો કે લશ્કરે સામ્રાજ્યની હરરાજી કરીને જેણે સૌથી વધારે પૈસા આપવાનું વચન આપ્યું તેને સમ્રાટ બનાવ્યો !

ઑગસ્ટસની પછી એક પછી એક એવા બાદશાહો આવ્યા કે જે જગતના ઇતિહાસમાં એમનાં રાક્ષસી કૃત્યો માટે પ્રખ્યાત છે. ટાઇબીરિયસ, કૅલીગોલા, કલૉડિયસ અને નીરો એમાં મુખ્ય છે. નીરોને માટે તો કહેવાય છે કે રોમ ભડભડ બળતું હતું તે વખતે તે આનંદથી પોતાના મહેલની અગાસી પર સારંગી વગાડી રહ્યો હતો ! કૅલીગોલાને માટે કહેવાય છે કે એને નાના નિર્દોષ બાળકોની હત્યા—અને તે પણ એ બાળકોની માતાની હાજરીમાં જ—કરવાની અને માતાને એ વેળા શું દુઃખ થાય છે તે જોવાની બહુ મજા પડતી! આ હત્યારા બાદશાહોએ ઝેર દઇને કે બીજી રીતે અનેકનાં ખૂન કરાવેલાં; અને અંતે એઓ પણ પોતાનાં કૃત્યોના જ ભોગ થયા. એમની નામાવલિમાં ડૉમીશિયન અને કારાકાલાનાં નામો પણ ઉમેરી શકાય.

પણ રોમને નસીબે ત્યાં સારા બાદશાહો પણ થયા હતા, અને એમની નામાવલિ પણ મોટી છે. વેસપાસિયન, ટાઇટસ, ટ્રાજન, ઍડ્રિયન, ઍન્ટોનિયસ પાયસ, માર્કસ ઑરેલિયસ, ડાયોક્લીશિયન અને કૉન્સ્ટન્ટાઇન. ઍડ્રિયન બાદશાહ કવિ હતો અને કલાનો પણ શોખીન હતો. માર્કસ ઑરેલિયસ

ફિલસૂફ હતો. કૉન્સ્ટન્ટાઇન પહેલો ક્રિશ્ચિયન બાદશાહ થયો.



કૉન્સ્ટન્ટાઈન

ડાયોક્લીશિયને સામ્રાજ્યના બે વિભાગ પાડ્યાઃ પૂર્વનો–એશિયાનો, અને પશ્ચિમનો–યુરોપનો આથી આગળ જતાં સામ્રાજ્યના બે ટુકડા પડ્યા અને બંને વિભાગના બાદશાહો પણ જુદા થવા લાગ્યા. કૉન્સ્ટન્ટાઇને રાજધાની રોમથી ખસેડી પૂર્વના વિભાગ બાઇઝૅન્ટિયમમાં રાખી. એ બાદશાહના નામથી આજે એ બાયઝૅન્ટિયમ, કૉન્સ્ટૅન્ટિનોપલ તરીકે ઓળખાય છે. એ રોમન બાદશાહે પોતાનો ધર્મ પણ બદલ્યો.

ટાઇબીરિયસના સમયમાં જ ઇસુ ખ્રિસ્તને દેહાંતદંડની શિક્ષા થઇ હતી. ત્યાર પછી ખ્રિસ્તી ધર્મ ધીમેધીમે રોમની મારફતે યુરોપમાં દાખલ થયો. નીરોના વખતમાં તો ખ્રિસ્તીઓ પર ખૂબ જ અત્યાચાર કરવામાં આવ્યા હતા. કૉન્સ્ટન્ટાઇને એ ધર્મ સ્વીકાર્યો ત્યાં લગી ઈસુ ખ્રિસ્તના અનુયાયીઓને અતિશય સહન કરવું પડ્યું, કૉન્સ્ટન્ટાઇનના વખતથી એ દશા પલટી. ખ્રિસ્તી ધર્મે ત્યારથી રોમમાં પ્રવેશ કર્યો અને ધીમેધીમે યુરોપમાં ફેલાઇ આખા ખંડ પર પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું.

કૉન્સ્ટન્ટાઇન પછીનો રોમનો ઇતિહાસ મગરૂબ થવા જેવો નથી. રાજધાની ખસી ત્યારથી રોમની પડતી દશા બેઠી.

જે જંગલી જાતોને રોમે કબજે રાખી હતી તેમણે જ રોમ જીત્યું. કવિએ ગાયું છે કેઃ

"સમે સમો બળવાન હય, નહિ પુરુષ બળવાન;
કાબે અર્જુન લૂંટિયો, વહી ધનુષ્ય વહી બાણ."

વીસીગૉથ, ગૉથ ને હૂણ નામોની જાતોના ઉપરાછાપરી હુમલા આગળ રોમ પડ્યું. આ રીતે પુરાણા રોમની સત્તા બારસો વર્ષે તૂટી.'

ગરુડરાજ બોલતા અટક્યા. રોમની કથા હું એકચિત્તે સાંભળતો હતો. વાત પૂરી થતાં મારાથી પૂછાઈ ગયું. 'પછી શું?'

'પછીનો ઇતિહાસ જાણવા માટે તો હવે વેટીકન ટેકરી પર જવું પડશે.' ગરુડરાજે જવાબ દીધો. 'પણ ત્યાં જતાં પહેલાં પુરાણા રોમના ખંડિયેરોનાં દર્શન કરી આપણે કૃતાર્થ થઇએ.' એમ કહી અમે ઊઠ્યા.

'પૅલેટાઇનની ટેકરી પર પણ ઘણાં ખંડિયેરો છે. પણ બધું જ જોવા બેસીશું તો પાર નહિ આવે' કહી ગરુડરાજે ટેકરી પરથી નીચે ફોરમ તરફ જવાનો રસ્તો લીધો.

નીચે ઊતર્યા ત્યાં એક મોટો દરવાજો આવ્યો.

'ટાઇટસ બાદશાહે જેરૂસલેમ જીત્યું તેના સ્મારક તરીકે આ તોરણદ્વાર બાંધ્યું છે.' ગરુડરાજ બોલ્યા.

તોરણ પર ચાર ઘોડાના રથમાં બેઠેલો ટાઇટસ જેરૂસલેમનું મંદિર લૂંટી ખજાનો રોમમાં લાવે છે તે દૃશ્ય કોતર્યું છે. એ દ્વારમાં થઈ અમે આગળ ચાલ્યા.

'આ રસ્તો "પવિત્ર માર્ગ"–Via Sacra–તરીકે ઓળખાય છે. આ રસ્તાની પૅલેટાઇનની બાજુએ વેસ્ટાનું મંદિર છે. ધર્મના વડા–Pontifax–નું મકાન પણ એની નજીકમાં જ હતું.' ગરુડરાજ મને બધું બતાવવા લાગ્યા.

'અરુણ! આંખ મીંચીને તું કલ્પના કર કે આ તદ્દન ઉજ્જડ જેવા રસ્તા પર એક વખત કેટલી અવરજવર હશે! ફોરમ એટલે રોમનોના જીવનનું મધ્યબિંદુ. ફોરમમાં જ આમ સભાઓ ભરાતી. ફોરમમાં સેનેટ પણ ભરાતી. દેશનેતાઓ કે બાદશાહો દિગ્વિજય કરી આવતા તેમને સરઘસરૂપે ફોરમમાં લાવી માનપાન અપાતું. દેશદેશના વ્યાપારની લેવડદેવડ ફોરમમાં થતી. બજારો પણ ફોરમમાં જ ભરાતાં. આખા રોમન સામ્રાજ્યનું ધડકતું હૃદય તે ફોરમ!'

ફોરમનાં ભવ્ય ખંડિયેરો જોઇ મારું હૃદય પણ ધબક્યું. અમે રોસ્ટ્રા–Rostra–કે જ્યાંથી વક્તાઓ ભાષણ કરતા તે જગ્યા જોઈ. એ જ વાગ્પીઠ પરથી લુક્રેશિયાના શબ આગળ બ્રૂટસે ભાષણ કરી લોકોને ઉશ્કેરી રાજશાહીનો નાશ કરાવ્યો અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. એ જ વાગ્પીઠને સીસરો જેવા પ્રખર વક્તાએ અનેક વાર ભાષણો કરી ધમધમાવી હશે! એ જ વાગ્પીઠ પરથી જુલિયસ સીઝરના મૃત દેહ આગળ માર્ક ઍન્ટનીએ હૃદયદ્રાવક ભાષણ કરી લોકોને અશ્રુની ધારથી નવડાવ્યા હતા.

જે જગ્યાએ જુલિયસ સીઝરને અગ્નિદાહ કર્યો હતો તે જગ્યા પર એનો કીર્તિસ્તંભ ઊભો કર્યો છે તે તથા બીજા અનેક



રોમનોના જીવનનું મધ્યબિંદુ-ફોરમ

'આ રસ્તો "પવિત્ર માર્ગ"–Via Sacra–તરીકે ઓળખાય છે. આ રસ્તાની પૅલેટાઇનની બાજુએ વેસ્ટાનું મંદિર છે. ધર્મના વડા–Pontifax–નું મકાન પણ એની નજીકમાં જ હતું.' ગરુડરાજ મને બધું બતાવવા લાગ્યા.

'અરુણ! આંખ મીંચીને તું કલ્પના કર કે આ તદ્દન ઉજ્જડ જેવા રસ્તા પર એક વખત કેટલી અવરજવર હશે! ફોરમ એટલે રોમનોના જીવનનું મધ્યબિંદુ. ફોરમમાં જ આમ સભાઓ ભરાતી. ફોરમમાં સેનેટ પણ ભરાતી. દેશનેતાઓ કે બાદશાહો દિગ્વિજય કરી આવતા તેમને સરઘસરૂપે ફોરમમાં લાવી માનપાન અપાતું. દેશદેશના વ્યાપારની લેવડદેવડ ફોરમમાં થતી. બજારો પણ ફોરમમાં જ ભરાતાં. આખા રોમન સામ્રાજ્યનું ધડકતું હૃદય તે ફોરમ!'

ફોરમનાં ભવ્ય ખંડિયેરો જોઈ મારું હૃદય પણ ધબક્યું. અમે રોસ્ટ્રા–Rostra–કે જ્યાંથી વક્તાઓ ભાષણ કરતા તે જગ્યા જોઈ. એ જ વાગ્પીઠ પરથી લુક્રેશિયાના શબ આગળ બ્રૂટસે ભાષણ કરી લોકોને ઉશ્કેરી રાજશાહીનો નાશ કરાવ્યો અને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું. એ જ વાગ્પીઠને સીસરો જેવા પ્રખર વક્તાએ અનેક વાર ભાષણો કરી ધમધમાવી હશે! એ જ વાગ્પીઠ પરથી જુલિયસ સીઝરના મૃત દેહ આગળ માર્ક ઍન્ટનીએ હૃદયદ્રાવક ભાષણ કરી લોકોને અશ્રુની ધારથી નવડાવ્યા હતા.

જે જગ્યાએ જુલિયસ સીઝરને અગ્નિદાહ કર્યો હતો તે જગ્યા પર એનો કીર્તિસ્તંભ ઊભો કર્યો છે તે તથા બીજા અનેક

મંદિરોનાં ખંડિયેરો જોયાં. શનિદેવના મંદિરમાં તો પ્રજાસત્તાક દરસ્યાન રાજ્યનો ખજાનો રહેતો. એ મંદિરના પથ્થર પર અમે જરા થાક ખાવા બેઠા.

'અરુણ!' ગરુડરાજ બોલ્યાઃ 'તારી કલ્પનામાં એ જમાનો આવે છે? એ જમાનામાં રોમનો ખ્રિસ્તી નહોતા પણ અનેક દેવોમાં માનતા. તમારી માફક રોમનો પણ જે જાતિના સંસર્ગમાં આવ્યા તેમનો ધર્મ પોતાનામાં ગ્રહણ કરતા ગયા. ગ્રીક લોકોના દેવોને પોતાના કર્યા. કેટલાએક પૂર્વ દેશોના દેવો પણ રોમમાં આણ્યા. જોકે દેવ અને દેવમંદિરો વધ્યાં તેમ-તેમ શ્રદ્ધા તો ઓછી જ થવા માંડી.' ગરુડરાજ હસ્યા. 'પણ રોમનોના નિત્યકર્મમાં દેવદર્શન તો ખરાં જ.' એમણે આગળ ચલાવ્યુંઃ 'સવાર પડે કે પહેલું કામ મંદિરે જવાનું. એ જમાના-માં દિવસના ચોવીસ કલાક, કલાકની સાઠ મિનિટ અને મિનિટની સાઠ સેકંડ એ પ્રમાણે ભાગ પાડ્યા નહોતા. આજે તો યંત્ર વડે તમે પળેપળ માપી શકો છો. તે જમાનામાં તો સૂર્યોદય એ દિવસનો આરંભ અને સૂર્યાસ્ત એ દિવસનો અંત એટલું જ લોકો જાણતા. મધ્યાહ્ન ઓળખતાં પણ ધીમેધીમે શીખ્યા. અરુણ! ખ્યાલ કર કે તે વખત પૂર્વ દિશામાં ઉષાદેવીના આગમનની નેકી પોકારતો કૂકરે કૂક, કૂકરે કૂકનો અવાજ કેટલો મહત્ત્વનો હશે! ધીમેધીમે પૂર્વના લોકો પાસેથી શંકુની છાયા વડે દિવસનો વખત જોવાનું રોમનો શીખ્યા. રોમની સ્થાપના પછી ૪૭૭ વર્ષે એવું પહેલું શંકુયંત્ર–Sun Dial–ક્વિરીનસના

મંદિર પર ગોઠવવામાં આવ્યું. અને પાણીમાં ઘડી મૂકવાનું તો તેઓ તમારા પૂર્વજો પાસેથી શીખ્યા લાગે છે. હિંદુસ્તાનમાં આજે પણ લગ્ન પ્રસંગે એવી ઘડી મૂકાય છે. લગ્નનું મંગળ–મુહૂર્ત એ ઘડી વડે જ સાધવામાં આવે છે. તેં તો કદાચ લગ્ન વખતે "સમય વર્તે સાવધાન" વગેરે શબ્દો ઘડી આગળ બેઠેલા બ્રાહ્મણો-ના નહિ સાંભળ્યા હોય.'

શનિદેવનું મંદિર છોડી એક કમાનદાર દ્વારમાં થઇ અમે એક બીજી ટેકરી પર ચડવા લાગ્યા.

'આ રસ્તો કૅપિટૉલાઇનની ટેકરી પર જાય છે.' ગરુડ-રાજ બોલ્યા: 'એ પણ રોમની સાતમાંની એક જૂની ટેકરી છે. અને આ જરા આગળ છે એ રોમનું પુરાણું કારાગૃહ. એ "મૅમર-ટાઇન પ્રિઝન" તરીકે ઓળખાય છે. એમાં મોટા મોટા રાજ-કેદીઓને રાખવામાં આવ્યા હતા. જે સમયે ખ્રિસ્તીઓ પર જુલમ વરસતો હતો તે અરસામાં સેન્ટ પૉલ અને સેન્ટ પીટર એ બે ખ્રિસ્તી સંતોને પણ ત્યાં રાખ્યા હતા, એટલે ખ્રિસ્તીઓને મન આ કારાગૃહ ઘણું પવિત્ર મનાય છે.'

અમે ઝડપથી ટેકરી પર ચડી એક ભવ્ય મકાન આગળ જઈ પહોંચ્યા.

'આ મકાન કૅપિટૉલ તરીકે ઓળખાય છે. અત્યારે તો એ સંગ્રહસ્થાન તરીકે વપરાય છે. તને અહીં લાવવાનું ખાસ કારણ તો એ કે રોમ્યુલસ અને રૅમસને ધવરાવતી વરુમાદાનું ધાતુનું પ્રખ્યાત પૂતળું એમાં છે.'

ખૂબ પગથિયાં ચડીને અમે ઉપર ગયા. ચોગાનમાં વચ્ચોવચ બખ્તર પહેરી ઘોડા પર બેઠેલું બાદશાહ માર્કસ આરેલિયસનું ધાતુનું પૂતળું જોયું. એક વખત એના પર સોનાનો ઢોળ હતો એમ કહેવાય છે. હજી પણ કેટલીક જગ્યા પર સોનાનો ચળકાટ જણાય છે. એ પૂતળા વિષે એવી દંતકથા છે કે જ્યારે દુનિયાનો અંત આવશે ત્યારે એ અંતની આગાહી આપવા એ પૂતળું સોના જેવું ચળકશે! કેટલાએક માને છે કે એ પૂતળું ખ્રિસ્તી બનેલા બાદશાહ કૉન્સ્ટન્ટાઈનનું છે.

સંગ્રહસ્થાનમાં રહેલું વરુમાદાનું શિલ્પ જોઈ અમે પાછા ફર્યા. નીચે ઊતર્યા તો અમારી મોટર પગથિયાં આગળ ઊભેલી જોઈ. તેમાં બેસી અમે કૉલિઝિયમ જોવા ઊપડ્યા. ગાડીમાં બેઠાબેઠા ગરુડરાજ મને એ કૉલિઝિયમ વિષે વાત કહેવા લાગ્યા.

‘વરુને ધાવેલા રોમ્યુલસ અને રૅમસના વંશજો મૂળથી ક્રૂર અને ઘાતકી તો ખરા. માત્ર બાદશાહો અને સત્તાધારીઓ જ ક્રૂર હતા એમ નહિ; આખી રોમન જનતામાં પણ ઘાતકીપણું હશે. એ ઘાતકીપણું એમની રમતગમતોમાં પણ જણાઈ આવતું. રોમનોને વ્યાયામનો અને મર્દાનગીના ખેલો ખેલવાનો અતિશય શોખ હતો. બપોરે બાર વાગ્યાનું ભોજન લઈ વૃદ્ધ રોમનો આરામ લે કે પુસ્તકાલયમાં વખત ગાળે તે વખતે રોમન યુવકોનો નિત્યક્રમ Campus Martius—મંગળદેવના ચોગાન—માં વ્યાયામના ખેલો કરવાનો હતો. વ્યાયામમાં પણ મલ્લકુસ્તીને મોટું સ્થાન હતું. આજે ક્રિકેટ ને ફુટબૉલની મૅચો

પાછળ લોકો ગાંડા થાય છે તેમ રોમનોના જમાનામાં મલ્લ-કુસ્તી પાછળ લોકો ઘેલા થતા. લોકપ્રિય થવાને ખાતર દેશનેતાઓ અને પાછળથી બાદશાહો પણ આવા ખેલો ગોઠવતા. એમાં મનુષ્ય મનુષ્ય સાથે લડતા એટલું જ નહિ પણ, મનુષ્ય સાથે સિંહ અને બીજાં હિંસક પશુઓને પણ લડાવતા. લડાઇ જેમ ખૂનખાર તેમ લોકોને જોવાની વધુ મજા પડતી! લોહી રેડાય નહિ ત્યાં લગી લડાઈ કહેવાય નહિ! દેહાંતદંડની સજા પામેલા ગુલામો કે બીજા ગુનેગારોને તેઓ હિંસક પશુઓ સામે મૂકતા. ખ્રિસ્તીઓ પર જુલમ વરસતો તે સમયે ખ્રિસ્તીઓને પણ ભૂખ્યા ડાંસ પ્રાણીઓ આગળ ધરતા. એ ઘાતકી પ્રેક્ષકો કરતાં કદાચ હિંસક પશુઓમાં વધારે દયા હશે! પેલી સિંહ અને ગુલામની વાત તો તેં સાંભળી છે ને?'

મેં નકારમાં ડોકું ધુણાવ્યું એટલે ગરુડરાજે એ વાત કહેવા માંડી: 'આફ્રિકાના કોઈ જંગલમાં એક વનરાજને કાંટો વાગ્યો હતો. એના દુઃખની ત્રાડ એક વટેમાર્ગુએ સાંભળી. વટેમાર્ગુ પહેલાં બીધો, પણ પછી ધીમેધીમે સિંહની પાસે ગયો. સિંહે કાંટો વાગેલો પંજો વટેમાર્ગુના હાથમાં મૂક્યો. એ ભલા મનુષ્યે પંજો તપાસ્યો અને કાંટો વાગેલો જણાતાં ફૂંક મારી પંપાળી ધીમે રહી કાંટો ખેંચી કાઢ્યો અને સિંહને પગે પાટો બાંધ્યો. આ પછી તો ઘણાં વર્ષો વીતી ગયાં. ફરીને આ બંનેનો ભેટો કોઇ અવનવા દેશમાં ને અવનવા સંજોગોમાં થયો. ત્યાં એ વટેમાર્ગુએ સિંહને ન ઓળખ્યો પણ સિંહે તો એના દુઃખ-

હર્તાને તરત જ ઓળખ્યો.

રોમના કૉલિઝિયમમાં કે એવા જ કોઇ અગડના મેદાનમાં એક દેહાંતદંડની શિક્ષા પામેલા ગુલામને ભૂખ્યા ડાંસ સિંહના મોં આગળ છોડી મૂકવામાં આવ્યો. વિકરાળ સિંહ ગર્જના કરતો એની પાસે ધસ્યો આવતો હતો. બાપડા ગુલામે મોત પાસે આવ્યું જાણી આંખ મીંચી. હમણાં સિંહ ફાડી ખાશે, એમ વિચારતો એ મૃત્યુની રાહ જોતો ઊભો હતો. પ્રેક્ષકો પણ ખૂબ આતુરતાથી આ જીવન–મૃત્યુનો ખેલ જોઇ રહ્યાં હતાં. સિંહ ધસતો આવ્યો, પણ પાસે આવતાં જ એકદમ અટકી પડ્યો. એનું વિકરાળ સ્વરૂપ બદલાઇ ગયું, એ ગરીબ ઘેટા જેવો બની ગયો અને ગુલામને મારી નાખવાને બદલે પાળેલા કૂતરાની માફક હેતથી તેને ચાટવા લાગ્યો. હિંસક પશુઓ પણ ઉપકારવશ થઈ શકે છે અને ઉપકારનો બદલો ઉપકારથી વાળે છે.'

વાત પૂરી થઇ ત્યાં અમે કૉલિઝિયમ આગળ જઇ પહોંચ્યા. કૉલિઝિયમ એક ગોળાકાર રાક્ષસી મકાન છે. એ ચણાયા પહેલાં ત્યાં નીરો બાદશાહનું ક્રીડાસરોવર હતું અને બાજુમાં એનો સુવર્ણમહેલ હતો. અત્યારે તો એ મહેલની નિશાની પણ ત્યાં નથી. ક્રીડા સરોવરને પૂરાવી વેસ્પૅશિયન બાદશાહે ઇ. સ. ૭૨માં કૉલિઝિયમ બાંધવાની શરૂઆત કરી, પણ મકાન પૂરું થતાં પહેલાં બાદશાહ મરી ગયો અને એના પછીના ટાઇટસ બાદશાહે મકાન પૂરું કર્યું. એનું આરંભમુહૂર્ત ઇ.સ. ૮૦ માં કર્યું. તે દિવસથી કેટલાયે મલ્લોનું અને લગભગ પાંચ હજાર જંગલી



રોમનું કોલોઝિયમ

રોમના આ વિહંગ-દૃશ્યના આગળના ભાગમાં જે મોટું ગોળ મકાન દેખાય છે તે પ્રાચીન રોમનું ભવ્ય-પ્રચંડ 'કોલોઝિયમ'. ત્યાં બાદશાહો, ઉમરાવો, નાગરિકો ને આમવર્ગની ગંજાવર મેદની ગ્લૅડીએટરોનાં દ્વંદ્વો તથા હિંસક પશુઓની સાઠમારીઓ જોવા મળતી.

પશુઓનું લોહી ત્યાં રેડાયું.

ગાડીમાંથી ઊતરી અમે અંદર ગયા. પચાસ હજાર પ્રેક્ષકો માય એટલી મોટી એ જગ્યા છે. વચ્ચે મોટું ચોગાન છે. આ મકાનમાં આવજા કરવાને અસંખ્ય દરવાજાઓ તથા ફરતી ગૅલેરી છે. આ ભવ્ય પ્રેક્ષકશાળાને ત્રણ પાયરીઓ છે. પહેલી પાયરી ચડવાને ચોવીસ પગથિયાં ચડવાં પડે. બાદશાહ અને અમીરઉમરાવોની બેઠક આ પાયરી પર રાખવામાં આવતી. તે પછી બીજી પાયરી ચડવાને સોળ પગથિયાં, અને ત્રીજી પાયરી ચડવાને માટે દસ પગથિયાં છે.

'અરુણ! એક વખત અહીં કેવા ભયંકર દેખાવો થયા હશે! મરતા મનુષ્યની કારમી ચીસો, હિંસક પશુઓની ભયંકર ત્રાડો અને પચાસ હજાર ઘાતકી પ્રેક્ષકોના અટ્ટહાસ્યથી આ આખી પ્રેક્ષકશાળા ગાજી ઊઠતી હશે!'

ગરુડરાજનું આવું બોલવું સાંભળી મારા શરીરે કમકમાં આવ્યાં એટલે મેં તો એમને હાથ ઝાલી બહાર જ ખેંચ્યા.

ગાડીમાં બેસતાં ગરુડરાજ બોલ્યા: 'અરુણ! તું ખૂબ જ થાક્યો લાગે છે; એટલે હવે આપણે પુરાણા રોમનું એક જ સ્મારક જોઈ જમવા જઈશું.'

એક મોટા મકાન આગળ અમારી ગાડી થોભી.

'આ ડાયોક્લિશિયન બાદશાહે બંધાવેલું હમામખાનું—Baths of Dioclesion'. ગરુડરાજ બોલ્યા. 'નહાવાધોવાની બાબતમાં રોમનો ઠીક કાળજી રાખતા. સ્નાન કરી ચોખ્ખા રહેવું એ

સુધરેલી સંસ્કારી પ્રજાની નિશાની છે. અમીરઉમરાવો પોતાના મહેલોમાં સુંદર સ્નાનાગારો રાખતા. આમવર્ગને માટે સાર્વજનિક સ્નાનાગારો બાંધવામાં આવતા. ઑગસ્ટસ, ડાયોક્લિશિયન અને કારાકાલા એ ત્રણ બાદશાહના બંધાવેલા સ્નાનાગારો હજી પણ ભાંગ્યાતૂટ્યા રહ્યા છે. આ ડાયોક્લિશિયન બાદશાહના સ્નાનાગારમાં ત્રણ હજાર માણસો એકસાથે સ્નાન કરી શકતાં. એક વખત રોમનો ઠંડે પાણીએ નહાતા; પણ જાહોજલાલી જેમ વધતી ગઈ તેમ ગરમ પાણીએ નહાવાની ટેવ પડી. આ સ્નાનાગારોમાં ગરમ પાણીની ગોઠવણ પણ છે. સ્નાનાગારોની સાથે ઉદ્યાન તો હોય જ. લોકો ગુલામો પાસે મર્દન કરાવી નહાતા ને નહાઈધોઈને પછી ઉદ્યાનમાં ફરતા કે આરામ લેતા. વાચનના શૉખીનો માટે પુસ્તકાલય પણ રાખવામાં આવતાં. સ્નાનાગારને દરેક રીતે સુશોભિત કરવામાં આવતું. મંદિરો અને રાજમહેલોથી માંડી આવા સ્નાનાગારોમાં પણ કલાને સ્થાન મળતું. કલાને જીવનમાં ઓતપ્રોત કરી દેવાનું રોમનો ગ્રીકો પાસેથી શીખ્યા હતા. કલાને જીવનમાં ઉતારવી એ જ ખરી કલા છે.'

અમે સ્નાનાગારમાં ફર્યા. આજે તો એ પણ સંગ્રહસ્થાન તરીકે વપરાય છે. પછી ત્યાંથી સીધા હૉટેલ ભણી જ ગયા. હું તો થાકીને લોથ થઈ ગયો હતો, અને કકડીને ભૂખ લાગેલી તે જુદી.

ઈટાલિયન ખાવાનું અંગ્રેજી ખાણા કરતાં જુદી જ જાતનું અને વધારે સ્વાદિષ્ટ હોય છે. આપણે ઘઉંની સેવ કરીએ તેવી 'મૅકરોની'માં માખણ અને પનીરનો ભૂકો નાખી ત્યાંના લોકો

ખાય છે. 'મૅકરોની' એ ઇટલિનું રાષ્ટ્રખાણું કહીએ તો ચાલે, અને મજાકમાં ઇટાલિયનોને 'મકરોનીખાઉ' તરીકે ઓળખાવાય પણ છે. અને પણ 'મકરોની' બહુ ભાવી અને મેં ખૂબ ખાધી.

'ખાઇને હવે ક્યાં જઇશું?' મેં ગરુડરાજને પૂછ્યું: 'હવે શું જોવાનું બાકી છે?'

'શું બાકી છે?' ગરુડરાજ બોલ્યા: 'તેં હજી સેન્ટ પીટર્સ-નું દેવળ ક્યાં જોયું છે? વેટીકનનો મહેલ ક્યાં જોયો છે? રોમની એ પ્રબળ ધર્મસત્તાનું ધામ જોયા વિના તે રોમ છોડીને જવાય? પુરાણા રોમનો ઇતિહાસ સાંભળી તેં મને પૂછ્યું હતું ને, કે "પછી શું થયું?" તેનો જવાબ પણ હજી અધૂરો છે. એ જવાબ એટલે સેન્ટ પીટર અને એના ધર્મના વારસોનો ઇતિહાસ. એક દૃષ્ટિએ તો એ ઇતિહાસ પણ અદ્‌ભુત છે.'

અને પછી જમતાં જમતાં જ ગરુડરાજે ટૂંકમાં મને રોમની બાદશાહી તૂટી ત્યાર પછીની કથા કહી.

પ્રકરણ નવમું

## રોમમાં ધર્મસત્તા

**રોમની** બાદશાહી તૂટી ત્યાં લગીનો ઇતિહાસ તો મેં તને કહ્યો.' ગરુડરાજ બોલ્યા. 'રોમ પડવાથી ઇટલી તો છિન્નભિન્ન થઈ ગયું. એક રાજ્યને બદલે ત્યાં નાનાંનાનાં અનેક રાજ્યો થઈ ગયાં. પરંતુ એમાંથી યે એક અણધારેલી સત્તાનો ઉદય થયો. એ સત્તાએ સારા યુરોપ પર પોતાનો અમલ ચલાવ્યો. રોમ ખ્રિસ્તી યુરોપનું કેન્દ્ર—પવિત્ર ધામ—બન્યું. એ સત્તાના અવશેષરૂપ "પોપ" હવે તો વેટીકનમાં ભરાઈ બેઠા છે. એમનો અમલ પણ હવે વેટીકન પૂરતો જ છે. પોપ એટલે ખ્રિસ્તીઓ—રોમન કૅથલિકો—ના ધર્મનો વડો. અંગ્રેજીમાં "પપા"—બાપ અને પોપનો અર્થ એક જ થાય છે. રોમન કૅથલિકો ધર્મના વડાને ધર્મના બાપ જેવો ગણે છે માટે જ એને "પોપ" કહે છે.

ખ્રિસ્તીઓએ રોમમાં પેગપેસારો તો ક્યારનો કરી દીધો હતો. પરંતુ કૉન્સ્ટન્ટાઈન બાદશાહ ખ્રિસ્તી બન્યો ત્યારથી જ એમનું જોર વધ્યું. દરેક ખ્રિસ્તી દેવળ દીઠ એક પાદરી નીમાતો. એવા અનેક પાદરીઓના ઉપરી બિશપ તરીકે ઓળખાતા. સેન્ટ પીટર તે રોમનો પહેલો બિશપ.

રોમની બાદશાહી તૂટતાં ઈટલીમાં પુષ્કળ અરાજકતા વધી ગઈ. જાનમાલની સલામતી માટે પણ દહેશત રહેતી. આવે વખતે ઊગતા ખ્રિસ્તી ધર્મના સંરક્ષણ માટે કોઈબળવાન રાજાની સહાય જોઈતી હતી. સારા નસીબે પોપને એ સહાય મળી ગઈ.

ફ્રાંકોના રાજા ત્રીજા ચીલડેરિકની સત્તા નામની હતી. ખરી સત્તા એના સરદાર પેપીનના હાથમાં હતી. એ સરદારને રાજા બનવું હતું, પરંતુ ખરા રાજા પાસેથી રાજ પચાવી લે તો એના પર રાજદ્રોહનું આળ આવે. પેપીને પોપની સલાહ માગી. પોપ પણ ઉસ્તાદ. રાજા પર પોતાની સત્તા જમાવવાનો એને આ સારો લાગ મળ્યો. એણે સરદારને કહેવડાવ્યું કે "જેના હાથમાં ખરી સત્તા હોય તે જ રાજા." પોતાના કૃત્યને ધર્મનો ટેકો મળ્યો એટલે પેપીને ખરા રાજાને સાધુ બનાવી દઈ પોતે જ રાજા થઈને બેઠો. આ કામને ધર્મનો વધારે ઓપ આપવા એનો રાજ્યાભિષેક પણ એક ધર્માચાર્યને હાથે થયો. ત્યારથી જ ખ્રિસ્તી રાજાઓનો રાજ્યાભિષેક ખ્રિસ્તી ધર્માચાર્ય કરે એ પ્રથા પડી છે. અધૂરામાં પૂરું અભિષેક વખતે ધર્માચાર્યે શબ્દ ઉચ્ચાર્યા કે Dei gratia—એટલે કે "ઈશ્વરકૃપાથી તું રાજા થયો છે." આ શબ્દો નિર્દોષપણે બોલાયા હશે, પરંતુ આગળ જતાં એ શબ્દ ઉપર કેટલાયે બળવા થયા. ઈંગ્લંડના ચાર્લ્સ પહેલાને પોતાનું માથું પણ આપવું પડ્યું. રાજાનો રાજ્ય પર ઈશ્વરી હક્ક છે—Divine right of Kings—એ સૂત્ર આજે તો કોઈને પણ માન્ય નથી, સિવાય કે તમારા હિંદુસ્તાનના દેશી રજવાડામાં! પોપની

આ ધાર્મિક મદદ માટે પેપીને પોપને લશ્કરી મદદ આપી. પોપના શત્રુઓને જીતી એણે રોમની આસપાસનો મુલક તાબે કર્યો અને એ પોપને અર્પણ કર્યો. ત્યારથી પોપની પાર્થિવ સત્તા શરૂ થઈ.

પેપીન પછી શાર્લમેન આવ્યો. એણે પણ પોપની સાથે સારો સંબંધ રાખ્યો. શાર્લમેને મધ્ય યુરોપને જીતી ઈટલીનો મોટો ભાગ સર કરી પોપને એના શત્રુઓના ભયમાંથી મુક્ત કર્યા. આ સહાયના બદલામાં ઈ.સ. ૮૦૦ની સાલમાં સેન્ટ પીટરના દેવળમાં શાર્લમેન પ્રાર્થના માટે ગયો હતો ત્યાં પોપે એના માથા પર મુકુટ મૂકી રોમના સમ્રાટ તરીકે એનું સંબોધન કર્યું.

શાર્લમેનના મરણ પછી એના સામ્રાજ્યના ભાગલા પડ્યા. પોપને સહાય કરનાર એ બાજુનું કોઈ રહ્યું નહિ એટલે પોપની નજર સૅક્સનીના રાજા ઑટો પર પડી. પોપે ઑટોની સહાય માગી તે એણે તરત જ આપી. બદલામાં પોપ આઠમા લીઓએ એના માથા પર મુકુટ મૂકી એને "જર્મન જાતિના રોમન ધર્મ-સામ્રાજ્યનો સમ્રાટ" બનાવ્યો. આ સામ્રાજ્ય જર્મનોના હાથમાં આઠસો વર્ષ લગી, તે એને છેક ૧૮૦૧ની સાલમાં નેપોલિયને ભાંગ્યું ત્યાં સુધી રહ્યું.

સત્તાધીશ બાદશાહોના અમલમાં ખ્રિસ્તી ધર્મ સારા યુરોપ પર ફેલાયો. જેમ ખ્રિસ્તી ધર્મ ફેલાયો તેમ પોપની સત્તા પણ વધી; અને સત્તા વધી તેમ સત્તાનો શૉખ પણ વધ્યો. યુરોપ-ના એ અંધકાર યુગમાં ધર્માચાર્યોએ ધર્મને નામે અનેક અધર્મો કર્યા. અંધશ્રદ્ધાળુઓની શ્રદ્ધાનો લાભ લઈ ખ્રિસ્તી ધર્માચાર્યોએ

ભોળા લોકો પર ખૂબ જુલમ કર્યા. પોપનું અમૂલ્ય શસ્ત્ર તે—excommunication—ધર્મભ્રષ્ટ કરવાની ધમકી. પોપના બુલ્સ –ફરમાનો–ને રાજાઓ પણ ઉથાપી શકે નહિ! રાજારાજાઓને લડાવી મારી, કાવાદાવા કરી પોપે ખૂબ સત્તા વધારી. પોપના આદેશને માન આપી કેટલાયે ખ્રિસ્તી રાજાઓ અને અમીર-ઉમરાવો જરુસલેમને મુસલમાનોના હાથમાંથી છોડાવવા ઊલટી પડ્યા હતા. ઇતિહાસમાં આ લડાઈઓ–ધર્મયુદ્ધો–crusades (ક્રુઝેડસ)ને નામે અમર થઈ છે. 31060

પણ સત્તાના લોભે આખરે પોપને બાદશાહો સાથે પણ ઝઘડા થવા માંડ્યા. મહાન ઑટોના વખતથી પોપની ગાદી ખાલી પડતાં, બાદશાહ જ પોપની નિમણૂક કરતા. એ સમયમાં તો એક વખત પોપની જગ્યા માટે હરરાજી પણ કરવામાં આવી હતી. મહાન ઑટો પછી ચારપાંચ પેઢી લગી પોપને નીમવાની સત્તા બાદશાહોને સ્વાધીન રહી. બાદશાહો પણ બનતાં લગી પોતાને અનુકૂળ આવે એવા પોપને જ નીમતા. પણ ચોથો હેન્રી જ્યારે સામ્રાજ્યની ગાદી પર આવ્યો ત્યારે એની સગીર વયનો લાભ લઈ બાદશાહની પરવાનગીની દરકાર કર્યા વિના ખ્રિસ્તી ધર્માચાર્યો પોપની ગાદી પર આવવા લાગ્યા. પોપ સાતમો ગ્રેગરી બાદશાહી પરવાના વિના જ પોપની ગાદી પર બેઠો. આ અરસા-માં જર્મન સામ્રાજ્યમાં પણ ઠીક ઝઘડાઓ શરૂ થયા હતા, અને બાદશાહીના પાયા ઢીલા પડવા માંડ્યા હતા. પોપ ગ્રેગરીને લાગ્યું કે પોપની સત્તા બાદશાહી સત્તા સાથે સંકળાએલી રહેશે

તો બાદશાહી પડવા સાથે પોપની સત્તાને પણ ધક્કો પહોંચશે. એટલે એણે જાહેર કર્યું કે પોપની સત્તા બાદશાહી સત્તાથી જુદી છે; બાદશાહ તો માત્ર જર્મન રોમન પ્રજા પર રાજ્ય કરે છે, જ્યારે પોપ તો સારી ખ્રિસ્તી પ્રજાનો ધર્મનો રાજા છે. માટે પોપની સત્તા આવી પાર્થિવ બાદશાહી સત્તા કરતાં વધારે જ ગણાય; અને આથી પોપને નીમવાનો હક્ક પણ બાદશાહનો ન ગણાય. ઊલટું બાદશાહને માથે પોપે મુકુટ મૂક્યો હતો માટે બાદશાહ નક્કી કરવાનો હક્ક પોપનો ગણાય. આમ જાહેર કરી એણે તો એ નીતિ અનુસરવા પણ માંડી. જેને પરિણામે પોપ અને બાદશાહ વચ્ચે હમેશને માટે ચકમક ઝરી. પોપ જબરા હોય તો બાદશાહને નમાવતા અને બાદશાહ જબરા હોય ત્યારે પોપને નમાવતા; એ પ્રમાણે આ બે મહાન સત્તાઓ—એક પાર્થિવ અને બીજી ધાર્મિક—ની ચડસાચડસીમાં યુરોપને સહન કરવું પડ્યું.

પોપ ગ્રેગરીએ તો યુરોપના બધા ખ્રિસ્તી રાજાઓ પાસે પોતાના પ્રતિનિધિઓ મોકલી પોપની સત્તા વિષે જાણ કરી. એણે કહેવડાવ્યું કે પોપ એટલે ખ્રિસ્તી ધર્મનો વડો, પૃથ્વી પર ઈશ્વરનો પ્રતિનિધિ. સામાન્ય જન રાજામહારાજાઓના કાયદાનો ઈન્કાર કરી શકે, પરંતુ પોપના કાયદાનો ઈન્કાર સાધારણ માણસ તો શું પણ રાજામહારાજાઓ પણ ન કરી શકે. રાજામહારાજા સામે પ્રજાજનને ફરિયાદ કરવી હોય તો પોપ આગળ થઈ શકે, અને એનો ચૂકાદો પોપ આપી શકે.

પણ બાદશાહ ચોથા હેન્રીએ પોપની આ માગણીને હસી

કાઢી. એણે જર્મન બિશપોની સભા બોલાવી અને એ સભા—Diet of Worms—માં પોપ ગ્રેગરીને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ પસાર કરાવ્યો. આના ઉત્તરમાં ગ્રેગરીએ હેન્રીને ધર્મભ્રષ્ટ કરવાનું ફરમાન કાઢયું એટલું જ નહિ પણ આવા ધર્મહીન બાદશાહને તાબે રહેવાને બીજા રાજાઓ બંધાએલા નથી એવો હુકમ પણ કાઢયો.

જર્મન રાજાઓને તો એ જ જોઈતું હતું. એ બધાએ મળી પોપને આમંત્રણ આપ્યું કે બીજા બાદશાહની ચૂંટણી કરવામાં પોપે મદદ કરવી. હેન્રીને લાગ્યું કે હવે પોપને પગે પડ્યા વિના છૂટકો નથી. એટલે કાનોસાના કિલ્લામાં જ્યાં પોપે પડાવ નાખ્યો હતો ત્યાં એકલો ઉઘાડે પગે પશ્ચાત્તાપ દર્શાવતી કંથા પહેરીને ગયો અને પોપને પગે પડ્યો. પોપે પણ એને માફી આપી.

પણ બાદશાહનો આ પશ્ચાત્તાપ "શેઠની શિખામણ"ની પેઠે ઝાંપા લગી જ રહ્યો. જેવો એ પોતાને દેશ પાછો ફર્યો કે પહેલાંની માફક વર્તવા માંડયું. પોપે ફરીને એને ધર્મભ્રષ્ટ કરવાનો હુકમ કાઢયો. એના જવાબમાં જર્મન બિશપોની સભાએ ગ્રેગરીને પદભ્રષ્ટ કરવાનો ઠરાવ કર્યો. બાદશાહ પણ આ ઠરાવનો અમલ કરવા મોટું લશ્કર લઈ રોમ પર ચડી આવ્યો. ગ્રેગરીને રોમમાંથી નાસી જવું પડયું અને ત્યાં જ તે મરણ પામ્યો. આ પરિણામથી પણ આ બંને સત્તાના ઝઘડાનો અંત ન આવ્યો.

પોપ સીલેસ્ટાઇનસને માટે તો કહેવાય છે કે જ્યારે બાદશાહ હેન્રી છઠ્ઠો ઘૂંટણીએ પડી પોપને પગે લાગ્યો તે વખતે પોપે લાત મારી એનો મુકુટ ગબડાવી દીધો હતો. જોકે

પાછળથી એણે નામની માફી માગી હતી અને બદલામાં સીસીલી અને નેપલ્સનાં ઇટાલિયન સંસ્થાનો ભેટ આપ્યાં.

આ બધી તકરારોનો એક જ અર્થ હતો. પોપને સત્તા જોઈતી હતી, અને તે પણ માત્ર ધર્મની બાબતમાં જ નહિ પરંતુ રાજ્યકારભારમાં પણ. એ સત્તા પોપ ઈનસન્ટ ત્રીજાના વખતમાં ઈટલી પર એમને મળી. જર્મન બાદશાહી માટે બે ઉમેદવારો નીકળ્યા. તેમાં પોપે સૅકસનીના ઑટોને સહાય કરી એની પાસેથી આખું ઈટલી માગી લીધું. ત્યારથી પોપ રોમની સાથે ઈટલીના રાજા પણ થયા અને ધર્મસત્તા સાથે પાર્થિવ સત્તાના અધિકારી પણ બન્યા.

તે પછી નેપોલિયને યુરોપને ઊથલપાથલ કરી રોમન-જર્મન સામ્રાજ્યના ટુકડા કરી નાખ્યા અને ઈટલી પણ સર કરી રોમન સમ્રાટનો મુકુટ પોતાને માથે મૂક્યો. શાર્લમેનની માફક એ પણ રોમન સમ્રાટ બન્યો. એણે ઈટલીના ભાગલા પાડી પોતાના સગાંઓમાં વહેંચી આપ્યા. વેનિસને એણે જર્મન સામ્રાજ્યને વેચ્યું. આથી પોપની સત્તા પાછી રોમ અને આસપાસના પ્રદેશ જેટલી જ રહી.

પણ નેપોલિયનની લડાઈઓ પછી યુરોપમાં એક જાતનું રાષ્ટ્રત્વનું મોજું આવ્યું હતું. આની અસર ઈટલી પર પણ થઈ. ઈટલીને એક સ્વતંત્ર રાષ્ટ્ર બનાવવાનાં સ્વપ્નાં ઈટલીના મહાપુરુષો સેવવા લાગ્યા. એ મહાપુરુષોમાં ત્રણ નામ આગળ પડે છેઃ મૅઝીની, ગૅરીબાલ્ડી અને કાવૂર.



ઈટાલીનો સ્વાતંત્ર્યદ્રષ્ટા
ભાવનાભક્ત મૅઝીની



જેણે મૅઝીનીની ભાવનાને પોતાના શૌર્યરંગે રંગી મૂર્તિમંત કરી તે
વીર ગૅરીબાલ્ડી

મૅઝીની ભાવનાસેવી હતો. લોકોમાં સ્વતંત્ર રાષ્ટ્રની ભાવના જગાડવાનું કામ એણે કર્યું. પોતાની કલમ વડે એણે રાષ્ટ્રોદ્રેક આણ્યો. એનું સ્વપ્ન ઇટલીમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનું હતું.

ગૅરીબાલ્ડી એક જબરો લડવૈયો હતો. એક હજાર સ્વયંસેવકોના દળ સાથે એ ઇટલીનો ઉદ્ધાર કરવા નીકળી પડ્યો. સીસીલી અને નેપલ્સ તો એણે કબજે પણ કર્યાં હતાં. આ વીર પુરુષની બહાદુરી જોઈ અમેરિકાના સંયુક્ત પ્રાંતોના પ્રેસિડેન્ટ અબ્રાહમ લિંકને તો ત્યાં ઉત્તર-દક્ષિણ પ્રાંતોની લડાઈ જાગી ત્યારે ઉત્તર પ્રાંતોના લશ્કરની સરદારી લેવાનું એને આમંત્રણ કર્યું હતું. પરંતુ ગૅરીબાલ્ડી લડવા ખાતર લડતો નહોતો. એણે તો પણ લીધેલું કે લડવું તો દેશને માટે. ઇટલીની સ્વતંત્રતાની લડતમાં ગૅરીબાલ્ડીનો ફાળો અમોઘ હતો. આજે તો એ રાષ્ટ્રવીર તરીકે આખા દેશમાં પૂજાય છે. એની ભવ્ય પ્રતિમા જેનીક્યુલમની ટેકરી પર ઊભી કરવામાં આવી છે.

કાવૂર બડો મુત્સદ્દી પુ ષ હતો. ઇટલી એક અને સ્વતંત્ર થાય એ ધગશ તો એને પણ હતી. પરંતુ એ દૂરદર્શી પુરુષ સમજતો હતો કે ઇટલીની તે વખતની છિન્નભિન્ન સ્થિતિમાં પ્રજાસત્તાક રાજ્ય અશક્ય હતું. ઇટલી એક રાજાની સત્તા નીચે આવે એ એને વધારે શક્ય લાગતું હતું. સાર્ડિનિયા અને પીડમોંનો રાજા વિક્ટર ઈમૅન્યુઅલ સ્વતંત્ર ઇટલીનો રાજા થાય એવી તેની ઇચ્છા હતી.

અંતે મૅઝીની અને ગૅરીબાલ્ડી એકતાની ખાતર પોતાના આદર્શો ઢીલા કરી કાવૂર સાથે સંમત થયા. કેમકે તેઓ સમ-

જતા હતા કે ઈટલીને એક કરવું એ જ પહેલી જરૂરિયાત હતી. મૅઝીનીએ પોતાના અનુયાયીઓને કહેવડાવ્યું કે Unity was the sole object to be aimed at; unity in whatever form and at whatever cost. (એક્તા એ જ માત્ર ધ્યેય હોવું જોઈએ; કોઈપણ સ્વરૂપમાં અને કોઈ પણ ભોગે એકતા પહેલી મેળવવી.) આમ, મૅઝીનીની ઉચ્ચ ભાવના, ગૅરીબાલ્ડીનું શૌર્ય અને કાવૂરનું દૂરદર્શીપણું આ ત્રણ ગુણોનો સંગમ થતાં ઇટલી એક અને સ્વતંત્ર રાષ્ટ્ર બન્યું.

ઇ.સ. ૧૮૪૮માં ઇટલીમાં મોટો બળવો થયો. રોમમાંથી પોપને નાસવું પડ્યું. પરંતુ તેણે બહારની મદદથી બળવાખોરોને હરાવ્યા. મૅઝીની અને ગૅરીબાલ્ડી બંનેને ઇટલી છોડી નાસી જવું પડ્યું. આ પછી છેક દસ અગિઆર વર્ષે એટલે ૧૮૫૮–૫૯માં ફરીને ઈટલીને પરદેશીઓના હાથમાંથી મુક્ત કરવાનો પ્રયત્ન થયો. આ વખતે કાવૂરે ફ્રાંસના બાદશાહ ત્રીજા નેપોલિયનની સહાયથી ઑસ્ટ્રિયનોને ઉત્તર ઇટલીમાંથી કાઢ્યા. આ લડાઈ વખતે પણ ગૅરીબાલ્ડીએ અદ્‌ભુત શૌર્ય બતાવ્યું. ત્યાર પછી એક હજાર સ્વયંસેવકોનું દળ લઈ—જોકે પાછળથી એને બીજા મળી રહ્યા—સીસીલી ને નેપલ્સ જીતી લઈ એણે દક્ષિણ ઈટલીને પરદેશી રાજ્યકર્તાઓના જુલમમાંથી મુક્ત કર્યું. અને ૧૮૬૫માં તો રોમ અને પોપના પ્રાંતો સિવાય આખું ઈટલી એક થયું. સાર્ડિનિયા અને પીડમોંનો રાજા પહેલો વિક્ટર ઈમૅન્યુઅલ આ સંયુક્ત ઇટલીનો રાજા બન્યો. દરેક ઇટાલિયનની ઇચ્છા હતી કે રોમ ઈટલીનું



મૅઝીનીની ભાવના અને ગૅરીબાલ્ડીના શૌર્યમાં
મુત્સદ્દીગીરીની ગૂંથણી કરનાર રાજકારણપટુ કાવૂર



ઇટાલીના ઉપલા ત્રણે તારણહાર દેશને સ્વતંત્ર
કરી જેને ગાદી પર લાવ્યા તે વિક્ટર ઈમૅન્યુઅલ

પાટનગર થાય. પરંતુ જ્યાં લગી પોપ ત્યાં હોય અને પોતાને સ્વતંત્ર રાજા કહેવડાવે ત્યાં લગી રોમ આખા ઈટલીનું પાટનગર થઈ શકે નહિ. એટલે થોડા વખત માટે રાજધાની ફ્લૉરેન્સ રહી.

પોપ પાર્થિવ સત્તા છોડવાને રાજી નહોતો. પોતાના રક્ષણ માટે અને પોતાને ગાદી પર ટકાવી રાખવા માટે એણે ફ્રેંચ લશ્કરને રોમમાં રાખ્યું હતું. ઇટાલિયનો જાણતા હતા કે પોપને રોમમાંથી કાઢવો એ રોમન કૅથલિક રાજ્યો સાથે વેર બાંધવા બરોબર હતું. પણ આખરે ભાગ્યદેવી પ્રસન્ન થયાં. ૧૮૭૦માં ફ્રાંસ અને જર્મની વચ્ચે લડાઇ જાગી. રોમમાં રહેતા ફ્રેંચ લશ્કરને પોતાના દેશની મદદે જવું પડ્યું. એટલે એક બાજુથી ફ્રેંચ લશ્કરે રોમ છોડ્યું તેવો જ બીજી બાજુથી ઇટાલિયન લશ્કરે રોમમાં પ્રવેશ કર્યો અને શહેરનો કબજો લીધો. પોપ વેટીકનમાં જઈ ભરાયા. એ ભરાયા તે ભરાયા. અત્યાર લગી એ વેટીકનની બહાર જ નહોતા નીકળતા. કેમકે તે પોતા સિવાય કોઈને રાજા તરીકે કબૂલ કરવા તૈયાર નહોતા. આ સ્થિતિ છેક હમણાં સુધી ચાલતી હતી. આજથી પાંચ વર્ષ પહેલાં એટલે ૧૯૨૯માં મુસૉલિનીએ આ બંને સત્તાઓ વચ્ચે સમાધાની કરાવી અને પોપે ઈટલીના રાજાને કબૂલ રાખ્યા.

આમ ઈટલીની સ્વતંત્રતાની લડત એ અદ્ભુત કથા છે. મેં તો એ બહુ જ ટૂંકાણમાં તને કહી. તું મોટો થાય ત્યારે જરૂર એ વાંચજે.' ગરુડરાજ બોલ્યા.

વાત પૂરી થતાં અમે ઊઠ્યા અને રોમના પહેલા બિશપ

સેન્ટ પીટરનું દેવળ જોવા નીકળ્યા.

થોડે દૂર જતાં એક મોટા રસ્તા આગળ પહોંચતાં જ અમારી ટૅક્સી એકાએક અટકી પડી. મેં બારીની બહાર ડોકિયું કર્યું તો કાળાં ખમીસ ને પાટલૂનમાં સજ્જ થએલા માણસોની હારની હાર ત્યાંથી પસાર થતી હતી. મને લાગ્યું કે કોઈ શબનું પાયદસ્ત જતું હશે. પણ ગરુડરાજે ડોકું ધુણાવ્યું.

'આ તો મુસૉલિનીના પ્રખ્યાત 'બ્લૅક શર્ટ્સ-કાળા ખમીસવાળા.' ગરુડરાજ બોલ્યા. ગૅરીબાલ્ડીના અનુયાયીઓ રેડ શર્ટ્સ-રાતા ખમીસવાળા હતા; મુસૉલિનીના અનુયાયીઓ કાળાં ખમીસ પહેરે છે.'

આમ બોલતા હતા ત્યાં કાળા ઘોડાની એક ઉઘાડી ગાડી પસાર થઈ. લોકોએ ખુશાલીના ખૂબ પોકાર કર્યા.

'આ ઈટલીનો ખરો રાજા મુસૉલિની.' ગરુડરાજ બોલ્યા: 'એણે એક નવો દેશધર્મ સ્થાપ્યો છે તે "ફૅશીઝમ"ને નામે ઓળખાય છે. "ફૅશીઝમ"ની ટૂંકી વ્યાખ્યા આપવી અઘરી છે. એ ધર્મનો માત્ર એક જ ઉદ્દેશ છે. અને તે દેશને સંગઠિત રાખી એને આબાદ કરવો. "ફૅશીઝમ"ની શરૂઆત સમાજવાદ તરીકે થઈ. આજે એમાં અનેક તત્ત્વો દાખલ થયાં છે. "દેશ એ જ સર્વસ્વ" એ એમનું ધ્યેય આજે તો લાગે છે.

ગઈ લડાઈ પછી સમુદ્રમંથન જેવું યુરોપનું મંથન થયું. એને પરિણામે ઝેર પણ ઉત્પન્ન થયું અને અમૃત પણ પેદા થયું. અનેક રત્નો નીકળ્યાં. એ રત્નોમાંનું એક રત્ન તે મુસૉલિની.

એ લડાઈને પરિણામે રશિયામાં જબરદસ્ત ક્રાંતિ થઈ એ મેં આગળ કહ્યું છે. કૉમ્યુનિઝમ નામનો નવો વાદ ત્યાં શરૂ થયો. આ વાદમાં રાષ્ટ્રભાવનાને જરાયે સ્થાન નથી. પરંતુ સ્વ-રક્ષણને ખાતર રાષ્ટભાવના રાખ્યા વિના છૂટકો જ નથી. આજે અનુભવથી રશિયાને પણ એ ભાવના રાખવી પડે છે. ઇટલીમાં આ નવો વાદ દાખલ થાત તો તે વેળાની ત્યાંની સ્થિતિ જોતાં એના હાલહવાલ થયા વિના રહેત નહિ એમ મુસૉલિની જેવાનો મત હતો. એટલે એ વાદના પ્રતિકાર તરીકે "ફૅશીઝમ"નો પ્રચાર થયો.

"ફૅશીઝમ"ના મત પ્રમાણે દેશ તે જ રાજ્ય અને પ્રજા. રાજ્યતંત્ર અને પ્રજાતંત્ર એક જ. રાજ્યતંત્ર પ્રજાના નેતાના હાથમાં સોંપાવું જોઈએ. એ તંત્રનું મુખ્ય ધ્યેય દેશની આબાદી. આજે પ્રજાનેતા તરીકે મુસૉલિની ઈટલીનો "ડિક્ટેટર"–સર્વસત્તા-ધીશ–સરમુખત્યાર છે. ત્યાંનો રાજા માત્ર નામની સત્તા ભોગવે છે. મુસૉલિનીના દસ વર્ષના અમલ દરમ્યાન ઈટલીએ સારી પ્રગતિ સાધી છે. એક તો સત્તાવાન દેશોની હરોળમાં એ આવ્યું છે, અને લોકોમાં પણ વધારે જાગૃતિ તથા શિસ્ત–discipline દેખાય છે. આગળ જતાં શું થાય છે તે હવે જોવાનું છે.'

કાળા ખમીસવાળાનું સરઘસ પસાર થઇ ગયું અને અમારી ગાડી આગળ ચાલી. ટાઇબર નદીનો પૂલ ઓળંગી અમે આગળ વધ્યા. એ ટાઇબર–રોમની પવિત્ર નદી–કોણ જાણે કેટલી-યે મોટી હશે એમ હું ધારતો હતો, પણ એક નાળા જેવડી નાની નદી જોઈ મને નવાઇ લાગી. આપણે નદીને નારીજાતિ ગણીએ

છીએ; ત્યારે અહીં એ નરજાતિથી ઓળખાય છે અને ફાધર ટાઇબર–ટાઇબર બાપા તરીકે એને સંબોધવામાં આવે છે!

થોડી વારમાં અમે સેન્ટ પીટરના ભવ્ય દેવળ આગળ જઈ પહોંચ્યા. પહેલાં ૧૨૪ સ્તંભાવલિનું ગોળાકાર આંગણું આવ્યું. તેની વચ્ચે એક ફુવારો ઊડતો હતો. આ આંગણું વટાવી અમે પગથિયાં ચડ્યા. સેંકડો વર્ષનાં જૂનાં, રાય અને રંકના હોઠથી સ્પર્શિત, અનેક બાદશાહોના ચરણસ્પર્શિત એ સેન્ટ પીટરનાં પગથિયાં વટાવી અમે દેવળમાં પેઠા.

'સેન્ટ પીટર એ ખ્રિસ્તીઓનું મોટામાં મોટું દેવળ.' ગરુડરાજ બોલ્યા: 'સૌથી પહેલાં કૉન્સ્ટન્ટાઇન બાદશાહે સેન્ટ પીટરની કબર પર એક નાનું દેવળ બાંધ્યું હતું. ત્યાર પછી તો એ પડી ભાંગવાની અણી પર હતું. તેનું સમારકામ ઇ.સ. ૧૪૩૨ની સાલમાં તે વખતના પોપે હાથમાં લીધું. પણ એ પોપના મરણથી કામ અટક્યું. ઇ.સ. ૧૫૦૬ની સાલમાં પોપ જુલિયસે આ નવા દેવળનો પાયો નાખ્યો. એ દેવળ શણગારવા એણે મોટા મોટા કારીગરો રોકયા. માઇકલ ઍન્જેલોનું નામ આ દેવળનો ઘુંમટ બાંધવા માટે અમર થઈ ગયું છે.'

અંદરથી દેવળની ભવ્યતાનો પાર નથી. એના વિશ્વ-વિખ્યાત ઘુંમટની ઊંચાઈ જમીનથી ચારસો પાંચ ફીટ જેટલી છે. ઘુંબજની બેઠક પર ફરતા, સેન્ટ પીટરને ઉદ્દેશીને ઇસુ ખ્રિસ્તે જે શબ્દો કહ્યા હતા તે લખેલા છે: 'Tu es Petrus'–'તું પથ્થર છે અને એ પથ્થર વડે હું મારું દેવળ બાંધીશ.' જુદાજુદા

પોપના મહેલમાંનું 'લાઓકૂન' નામનું વિખ્યાત શિલ્પ



સેન્ટ પીટરનું દેવળ : રોમ

કલાકારોએ એ દેવળને ખૂબ શણગાર્યું છે.

'અરુણ!' ગરુડરાજ બોલ્યા: 'અહીં જાણવાનું અને જોવાનું ઘણું છે. પણ એ બધું ઝીણવટથી જાણવા માટે તું હજી બાળક છે. આ તો ખ્રિસ્તીઓનું પવિત્રમાં પવિત્ર ધામ અને એનાં દર્શન કર્યા વિના રોમ છોડાય નહિ માટે જ તને અહીં લાવ્યો છું. હવે આપણે પોપનો વેટીકનનો મહેલ જોવા જઈએ.'

સેન્ટ પીટરમાંથી બહાર નીકળી અમે રોમના મહેલ તરફ વળ્યા.

'રોમન કૅથલિક ધર્માચાર્યો લગ્ન કરી શકતા નથી, એટલે પોપ કાં તો બાળબ્રહ્મચારી હોય કે પછી સંન્યાસી. એને તે વળી મહેલ કેવા એ સવાલ સહેજે ઉત્પન્ન થાય. પરંતુ રોમના પોપ એટલે રાજા જેવા જ. એમની જાહોજલાલીનો પણ પાર નહિ. રાજાઓના ગુણદુર્ગુણ બધા પોપમાં ભરેલા. જુલમગાર થાય ત્યારે રાજાના જુલમીપણાને પણ હઠાવે. બોરજિયા કુટુંબનો પોપ ઍલેકઝાન્ડર છઠ્ઠો એટલો ઘાતકી અને ખરાબ હતો કે ન પૂછો વાત. રોમના નીરો જેવા જાલિમ બાદશાહોને પણ હઠાવે. એણે અને એના છોકરા સીઝર બોરજિયાએ—પોપને વાસ્તવિક રીતે છોકરાં હોય નહિ—લોકોને ઝેર પાઈપાઈને માર્યા. આખરે એમના પાપનો ઘડો ફૂટચો અને ઝેર ભેળવેલું પીણું કોઈને આપવાનું પોતે જ પી ગયા.'

વેટીકનનો મહેલ આજે તો ઉત્તમ સાહિત્ય અને કલાનું સંગ્રહસ્થાન બની ગયો છે. ત્યાંનું પુસ્તકાલય પણ જૂનાં પુસ્તકોના

સંગ્રહ તરીકે બહુ જ જાણીતું છે. પરંતુ ત્યાંનો કલાનો ખજાનો અદ્ભુત છે. શિલ્પની કારીગરીના ઉત્તમમાં ઉત્તમ નમૂના ત્યાં ભર્યા છે. એમાં એપૉલો બેલ્વેડિયર–(એપૉલો=સૂર્યદેવ)નું પૂતળું તેમજ લાઓકૂન એ મૂર્તિઓ તો વિશ્વવિખ્યાત છે.

દીવાલ પર ચીતરેલાં ચિત્રો પણ મોટા કલાકારોની પીંછીના નમૂના છે. તેમાં ખાસ કરીને રાફેલ અને માઈકલ ઍન્જેલોનાં ચિત્રો ધ્યાન ખેંચે છે. સીસ્ટીન ચૅપલમાં ગરુડરાજે માઈકલ ઍન્જેલોનું છત પર ચીતરેલું ભવ્ય ચિત્ર બતાવ્યું.

'માઈકલ ઍન્જેલો ખરેખર તો શિલ્પી હતો.' ગરુડરાજ બોલ્યા: 'એટલે આ ચિત્રમાં કૃતિની દૃષ્ટિએ અનેક ખોડખાંપણ હશે, પણ કલા અને કૃતિમાં ફેર એટલો કે કલામાં ભાવના મુખ્ય ભાગ ભજવે છે. માઈકલ ઍન્જેલોના આ ચિત્ર Last Judgement માં રહેલી ભાવના ભવ્ય અને અદ્ભુત છે. ભાવના વિના કલા સંભવે જ નહિ. ભાવના વિનાની કૃતિ એ આત્મા વિનાના દેહ જેવી છે. જેમ ભાવના ભવ્ય તેમ કલા શ્રેષ્ઠ.'

ચિત્ર જોતા સીસ્ટીન ચૅપલમાં જ અમે આરામ લેવા બેઠા.

'રાજાઓની માફક આ ખ્રિસ્તી બ્રહ્મચારીઓ પણ લહેરીલાલા હતા. એમની મોજમજાહને અંગે એ પણ સાહિત્ય અને કલાને સારું ઉત્તેજન આપતા.' ગરુડરાજ બોલ્યા: 'માત્ર પોપના જમાનામાં વિજ્ઞાનને જરા પણ ઉત્તેજન નહોતું. ઊલટું વિજ્ઞાનને શેતાનનું કારસ્તાન ગણી બીચારા વિજ્ઞાનીઓને કાં તો બાળી મૂકતા કે પછી તુરંગમાં મોકલતા.'

સંગ્રહ તરીકે બહુ જ જાણીતું છે. પરંતુ ત્યાંનો કલાનો ખજાનો અદ્‌ભુત છે. શિલ્પની કારીગરીના ઉત્તમમાં ઉત્તમ નમૂના ત્યાં ભર્યા છે. એમાં એપૉલો બેલ્વેડિયર–(એપૉલો=સૂર્યદેવ)નું પૂતળું તેમજ લાઓકૂન એ મૂર્તિઓ તો વિશ્વવિખ્યાત છે.

દીવાલ પર ચીતરેલાં ચિત્રો પણ મોટા કલાકારોની પીંછીના નમૂના છે. તેમાં ખાસ કરીને રાફેલ અને માઇકલ ઍન્જેલોનાં ચિત્રો ધ્યાન ખેંચે છે. સીસ્ટીન ચૅપલમાં ગરુડરાજે માઇકલ ઍન્જેલોનું છત પર ચીતરેલું ભવ્ય ચિત્ર બતાવ્યું.

'માઇકલ ઍન્જેલો ખરેખર તો શિલ્પી હતો.' ગરુડરાજ બોલ્યા: 'એટલે આ ચિત્રમાં કૃતિની દૃષ્ટિએ અનેક ખોડખાંપણ હશે, પણ કલા અને કૃતિમાં ફેર એટલો કે કલામાં ભાવના મુખ્ય ભાગ ભજવે છે. માઇકલ ઍન્જેલોના આ ચિત્ર Last Judgementમાં રહેલી ભાવના ભવ્ય અને અદ્‌ભુત છે. ભાવના વિના કલા સંભવે જ નહિ. ભાવના વિનાની કૃતિ એ આત્મા વિનાના દેહ જેવી છે. જેમ ભાવના ભવ્ય તેમ કલા શ્રેષ્ઠ.'

ચિત્ર જોતા સીસ્ટીન ચૅપલમાં જ અમે આરામ લેવા બેઠા.

'રાજાઓની માફક આ ખ્રિસ્તી બ્રહ્મચારીઓ પણ લહેરીલાલા હતા. એમની મોજમજાહને અંગે એ પણ સાહિત્ય અને કલાને સારું ઉત્તેજન આપતા.' ગરુડરાજ બોલ્યા: 'માત્ર પોપના જમાનામાં વિજ્ઞાનને જરા પણ ઉત્તેજન નહોતું. ઊલટું વિજ્ઞાનને શેતાનનું કારસ્તાન ગણી બીચારા વિજ્ઞાનીઓને કાં તો બાળી મૂકતા કે પછી તુરંગમાં મોકલતા.'



સૌન્દર્યમૂર્તિ એપોલો

વિખ્યાત શિલ્પી બર્નિનીનું ઘડેલું પૂતળું જે બોર્ગીઝ મહેલમાં છે.

'એનું શું કારણ?' મેં પૂછ્યું.

'કારણ તો બહુ ઉઘાડું છે.' ગરુડરાજ બોલ્યા: 'વિજ્ઞાન એટલે પ્રગતિ; વિજ્ઞાન એટલે સુધારો. બીજાને અજ્ઞાન જ રાખવામાં જેનો સ્વાર્થ સમાયો હોય, બીજાને પાછળ જ રાખવામાં જેનો સ્વાર્થ રહેલો હોય તે લોકો વિજ્ઞાનને શી રીતે ઉત્તેજન આપે? દાખલા તરીકે ખ્રિસ્તીઓના ધર્મપુસ્તક બાઈબલમાં સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન છે. એમાં માનવજાત શી રીતે પેદા થઈ તે પણ કહ્યું છે. ઈશ્વરે પોતાના સ્વરૂપમાં આદમ–પુરુષને બનાવ્યો. એ આદમની એક પાંસળીમાંથી ઈવ–સ્ત્રી–ઉત્પન્ન થઈ વગેરે. જ્યારે ડાર્વિન નામના પ્રાણીશાસ્ત્રના અભ્યાસીએ મનુષ્યજાત વાનરમાંથી ઉત્પન્ન થઈ છે એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. એક જાત બીજી જાતમાંથી એમ કરતાં છેવટે માનવજાત પેદા થઇ એ ડાર્વિનનો સિદ્ધાંત છે. હવે બાઇબલમાં લખેલું સોળ આના ખરું છે એમ માનનારા અંધશ્રદ્ધાળુઓ આ સિદ્ધાંતને શી રીતે માન્ય કરી શકે? અને ડાર્વિન તો થોડાં વર્ષો પહેલાં જ થઈ ગયો. તે પહેલાંના પોપના જમાનામાં–અંધકાર યુગમાં–તો ડાર્વિન જેવાને જીવતો બાળી નાખ્યો હોત અથવા તુરંગમાં તો જરૂર પૂર્યો હોત. બાઇબલના એક પણ કથનનો અનાદર કરવો એટલે બીજાં કથનોનો અનાદર કરતાં શીખવું. એવું થાય તો બાઈબલનું શું અને બાઇબલમાંથી ઉપદેશ કરનારાઓનું શું? આવા નવા વિચારવાળાને ધર્માચાર્યો ધર્મદ્રોહી ઠરાવે તેમાં કંઇ નવાઈ? એક બીજો દાખલો આપું. પ્રખ્યાત ખગોળવેત્તા ટૉલેમીનો સિદ્ધાંત

એવો હતો કે આપણી પૃથ્વી એ વિશ્વનું કેન્દ્ર. સૂર્ય, ચંદ્ર તથા ગ્રહો પૃથ્વીની આસપાસ ફરે છે, જ્યારે પૃથ્વી સ્થિર છે. બાઇબલને આ સિદ્ધાંત અનુકૂળ છે, કારણકે એમાં પૃથ્વીનું મહત્ત્વ અને પૃથ્વી પર વસનાર મનુષ્ય કે જેને ઈશ્વરે પોતાના સ્વરૂપમાં ઘડ્યો છે તેનું મહત્ત્વ વધે છે. પણ કોપરનીકસ નામના વિખ્યાત ખગોળશાસ્ત્રીએ બીજો સિદ્ધાંત ઊભો કર્યો—જે આજે પ્રચલિત છે—કે સૂર્ય એ જ મધ્યબિંદુ છે અને આપણા જેવડી અને આપણાથી નાનીમોટી અનેક પૃથ્વીઓ એની આસપાસ ફરે છે. વળી આપણાં સૂર્યમંડળો જેવાં અનેક સૂર્યમંડળો વિશ્વમાં છે અને આપણી પૃથ્વી જેવા અગણિત તારાઓ અને પૃથ્વીઓ પણ છે. આ હિસાબે વિશ્વમાં પૃથ્વીનું સ્થાન ક્યાં અને પૃથ્વી પર વસનારાં પામર મનુષ્યની શી કિંમત? આ અપાર વિશ્વસાગરમાં માનવ બુદબુદ ભલે ફફડાટ કરે. વિશ્વની ગણતરીમાં એક અલ્પજીવી પતંગિયા કરતાં એની વિશેષ કિંમત શી રીતે આંકી શકાય? એટલે આ સિદ્ધાંત ઈશ્વરના પૃથ્વી પરના પ્રતિનિધિઓને કેમ માન્ય હોય? એ કોપરનીકસે છેક મરતી વખતે જ આ સિદ્ધાંત બહાર પાડવાની હિંમત કરેલી. ગૅલીલીઓ જેવા મહાન ખગોળશાસ્ત્રીને પણ આ જ કારણે તુરંગ વેઠવી પડી હતી. રસાયણશાસ્ત્રીઓ અને અન્ય વિજ્ઞાનીઓને તો મેં આગળ કહ્યું તેમ જીવતા બાળી મૂકતા.'

'એ તે બને?' મેં પૂછ્યું: 'જ્ઞાન તો આગળ વધવું જ જોઈએ. બાઇબલમાં લખાયું તે તો ઈસુ ખ્રિસ્તના સમયની માન્યતાઓ.

ત્યાર પછી આગળ વધવાનું જ નહિ?'

'અરુણ!' ગરુડરાજ બોલ્યા: 'બાઈબલને ઈશ્વરી વચન માનનારાઓ તો એના કથનને યાવચ્ચંદ્રદિવાકરૌ જ માને ને? તમારે ત્યાં પણ ક્યાં એ માન્યતા નથી? મનુમહારાજનાં વચનો પોતે ન પાળતા છતાં બીજાને પળાવવાનો પ્રયત્ન તમે કરો છો જ ને? એ કારણથી જ હિંદુ ધર્મ આગળ વધતો અટકી ગયો છે. એ મહાસાગર જેવા ધર્મને તમે ગંધાતું ખાબોચિયું બનાવી દીધો છે તેનું પણ એ જ કારણ ને? શાસ્ત્ર કંઈ સર્વ કાળ માટે લખાયાં નથી. એમ માનવું એ જ અજ્ઞાનતાની અવધિ ગણાય. કાળ પ્રમાણે શાસ્ત્રો પણ બદલાવવાં જ જોઈએ. અરુણ! મનુ-મહારાજ અને બીજા શાસ્ત્રકારોનાં વચનોનો જે દુરુપયોગ તમારે ત્યાં થાય છે એ જોઈને એ બધા એવા ગુસ્સે થઈ ગયા છે કે ન પૂછો વાત. મનુષ્યની માફક એ રડી શકતા હોત તો એમના ક્રોધનાં અશ્રુથી પૃથ્વી પર ક્યારનો પ્રલય થયો હોત અને તમારી પૃથ્વી એમાં ડૂબી ગઈ હોત!'

સીસ્ટીન ચૅપલની ભવ્ય શાન્તિ કહો કે સવારે વહેલા ઊઠ્યા હતા તે કારણ કહો કે પછી આખા દિવસમાં રોમ વિષે ખૂબ સાંભળીને મારું મગજ થાકી ગયું હશે એ કારણ કહો, પણ મને તો ખૂબ જ ઊંઘ આવવા માંડી અને ગરુડરાજની વાત પૂરી થઈ ન થઈ ત્યાં તો હું ઘોર નિદ્રામાં પડ્યો.

હું જાગ્યો ત્યારે એક વિશાળ નદીના કિનારા પર અમે બેઠા હતા.

પ્રકરણ દસમું

## મિસર દેશની સંસ્કૃતિ

નદીનાં પાણી ખૂબ જ ભૂરા રંગનાં હતાં. આસપાસનો પ્રદેશ તદ્દન રેતાળ હતો. દૂર કંઈક ડુંગર જેવું દેખાતું હતું. નદીના ભવ્ય સૌંદર્ય સિવાય આસપાસ કંઈ જોવા જેવું જણાતું નહોતું.

'આ કયો દેશ?' મેં ગરુડરાજને પૂછ્યું.

'આ મિશ્ર અથવા મિસર દેશ અને આ નદી તે દુનિયામાં બીજે નંબરે ગણાતી નીલ નદી.'

'અહીં તો કંઈ જોવા જેવું લાગતું નથી.' મેં આસપાસ નજર કરતાં કહ્યું.

ગરુડરાજ હસતાં હસતાં મર્મમાં જ બોલ્યા: 'અહીં જોવા કરતાં જાણવાનું વધારે હશે. પહેલાં આ પુરાણી પવિત્ર નદીમાં નાહી લે; પછી વાત.'

'ગંગાજી કરતાં પણ એ વધારે પવિત્ર છે?' મેં નહાવાની તૈયારી કરતાં પૂછ્યું.

'પવિત્ર શું, એ તો મિસરનો પ્રાણ જ છે. નીલ નદી ન હોત તો મિસર દેશ પણ ન હોત.' ગરુડરાજે જવાબ દીધો.

નીલમાં સ્નાન કરી હું બહાર નીકળ્યો. ગરુડરાજે કોણ

જાણે ક્યાંથી નાસ્તો તૈયાર કરી જ રાખેલો! ખજૂર ને ગરમ-ગરમ કૉફી મેં ખૂબ સ્વાદથી ખાધાં ને પીધાં. ખાતાંખાતાં ગરુડરાજે નીલ નદીનું માહાત્મ્ય કહી સંભળાવ્યું:

'મિસર દેશની કથા એટલે રોમ કરતાંયે વધારે જૂની કથા. લગભગ પાંચ છ હજાર વર્ષની વાત.'

'હિંદ કરતાંયે જૂની?' મારાથી વચ્ચે જ પૂછાઇ ગયું.

'એ સરખામણી શી રીતે કરાય? હિંદુસ્તાન વિષે જોઇએ તેવું સંશોધન જ ક્યાં થયું છે? હમણાં તમારે ત્યાં સિંધુ નદીની ખીણમાં "મોહન-જો-ડેરો" આગળ ખોદકામ કરતાં કોઈ પુરાણા નગરનાં ખંડિયેરો નીકળી આવ્યાં છે. એ પણ આશરે પાંચ છ હજાર વર્ષો જૂનાં છે એમ પૂરાવા મળી આવ્યા છે. ત્યાંની સંસ્કૃતિનાં જે ચિહ્નો મળ્યાં છે તે પરથી એ મિસરની સંસ્કૃતિને મળતી આવતી જણાય છે. મિસર કે મિશ્ર દેશ એ નામ એ દેશની પચરંગી પ્રજા પરથી પડ્યું હશે. પરંતુ જે લોક નીલ નદીના મુખ આગળ આવીને વસ્યા અને મિસરને એક જબરદસ્ત પ્રજા બનાવી તે તો આર્ય લોકો જ હતા એમ માનવાને સબળ કારણો છે. આર્ય લોક મૂળ ક્યાંથી આવ્યા તે હજી કોઇ ચોક્કસપણે કહી શક્યું નથી. કેટલાએક વિદ્વાનોનો મત છે કે એશિયાના મધ્ય ભાગમાંથી આવ્યા; કેટલાએક માને છે કે ઉત્તર ધ્રુવ તરફથી આવ્યા. ઉત્તર ધ્રુવથી નીકળી કેટલાએક સ્કૅન્ડીનેવિયન દેશ—એટલે નૉર્વે, સ્વીડન વગેરે—માં રહ્યા; કેટલાએક જર્મનીમાં ઘર કરી રહ્યા; કેટલાએક એથીયે નીચે ઊતરી ગ્રીસ, રોમ, ઇરાન અને

હિંદુસ્તાન લગી પહોંચ્યા અને કેટલાએક મિસર તરફ પણ ગયા.

'હજારો વર્ષ પર આ બન્યું હશે તે અત્યારે શી રીતે ખબર પડે?' મેં સવાલ પૂછ્યો.

'એ બધા લોકોની ભાષાનું કંઇક સરખાપણું, તે ઉપરાંત દંતકથાઓનું સરખાપણું અને શરીરરચનાનું સરખાપણું.' ગરુડરાજે જવાબ દીધો. 'જોકે હવે શુદ્ધ આર્યો તો ભાગ્યે જ મળી આવે; એટલે શરીરરચના પરથી પણ કહેવું મુશ્કેલ તો ખરું પરંતુ દંતકથાઓનો પુરાવો મજબૂત ગણાય. તમારા તિલક મહારાજે "ઓરાયન" નામનું પુસ્તક લખ્યું છે.'

'કયા તિલક મહારાજ?' મેં વચ્ચે જ પ્રશ્ન કર્યો: 'સ્વરાજનો મંત્ર આપ્યો છે તે?'

'એ જ;' ગરુડરાજ બોલ્યા: 'એ જેટલા દેશપ્રેમી હતા તેટલા જ વિદ્વાન હતા. એ "ઓરાયન"માં એમણે જ્યોતિષ પરથી વેદકાળની અતિ પ્રાચીનતા સિદ્ધ કરી છે. ઓરાયન એ એક અદ્દભુત નક્ષત્ર છે જેને તમે મૃગશિર નક્ષત્ર કહો છો અને જેના પરથી માગશર મહિનાનું નામ પડયું છે. એ નક્ષત્રને ગ્રીક ભાષામાં "ઓરાયન" કહે છે. ખરેખર તો ઓરાયન શબ્દ સંસ્કૃત શબ્દ અગ્રહાયનનો અપભ્રંશ છે. મૃગશિર નક્ષત્ર અગ્રહાયન તરીકે પણ ઓળખાય છે. અગ્રહાયનનો અર્થ વર્ષની શરૂઆતમાં આવે તે, વર્ષનું પહેલું નક્ષત્ર. એ સમયમાં વસંતઋતુ પણ વર્ષની પહેલી ઋતુ ગણાતી. એટલે એનો અર્થ એ થયો કે સૂર્ય મૃગશિર નક્ષત્રમાં પ્રવેશ કરે ત્યારે વસંતઋતુનો આરંભ થાય અને નવું













મિસર દેશની ચિત્રલિપિ • હાઇરોગ્લિફ

રોગ્લિફનો મૂળ શબ્દાર્થ તો ઇશ્વરના અક્ષર (અથવા બ્રહ્માના લેખ). આ ઉપરથી ઇજિપ્તની પ્રાચીન કાળની પવિત્ર મનાતી લિપિને જૂના લેખકોએ એ નામ આપ્યું જે આજે પણ પ્રચલિત છે. એ લિપિ અક્ષરરચનાના સમય પહેલાંની છે અને ની સંજ્ઞાઓ વડે તેમાં લખાણો થયાં છે. એ સંજ્ઞાઓના થોડા નમૂના, નીચે તેના અર્થઉકેલ સાથે, અહીં આપ્યા છે.




મિસર દેશની ચિત્રલિપિ • હાઈરોગ્લિફ (પાછળનાને અનુસંધાને)

પહેલાં તો આ લિપિ કોઈ ઉકેલી શકતું નહિ, પણ ઇ.સ. ૧૭૯૯માં 'રોઝેટા સ્ટોન' નામની પથ્થરની એક એવી તકતી મળી આવી કે જેમાં એ ચિત્રલિપિની સાથોસાથ તેનો શબ્દાર્થ ધરાવતું ગ્રીક લખાણ પણ હતું. એ લખાણમાં ઇજિપ્તના બાદશાહ ટૉલેમીની રાજઆજ્ઞાઓ હતી, જે તેના સામ્રાજ્યની બધી રૈયત પાળી શકે તે માટે બે ભાષામાં ઉતારેલી હતી. બ્રિટિશ મ્યૂઝિયમમાં સંગ્રહાયેલી એ તકતી આ લખાણો ઉકેલવા માટે બહુ અગત્યની ગુરુકૂંચીરૂપ બની અને આજે તો તે દુનિયાભરમાં નામચીન છે. એ ઉકેલવા માટે ટૉમસ યંગ અને ઝોએગા નામના વિદ્વાનોએ પણ પ્રયત્નો કરેલા, પરંતુ સંપૂર્ણપણે તો શાંપોલિયાં નામના ફ્રેન્ચ વિદ્વાને એ ઉકેલી આપી.

વર્ષ બેસે. આજે સૂર્ય અશ્વિની નક્ષત્રમાં પેસે છે ત્યારે વર્ષનો આરંભ ગણાય છે, કારણકે ત્યારે વસંતઋતુ બેસે છે. આ બે નક્ષત્રના અંતર પરથી અને સૂર્યની ગતિની ગણત્રી પરથી તિલક મહારાજે વેદની અતિ પ્રાચીનતા સિદ્ધ કરી છે. આ અગ્રહાયન નક્ષત્ર વિષે ઉલ્લેખ વેદમાં તેમજ ઈરાની, ગ્રીક અને મિસરની પ્રાચીન દંતકથાઓમાં પણ છે. એ ઉપરથી આ બધા દેશોમાં આર્ય સંસ્કૃતિ હશે એમ માનવાને કારણ મળે છે.'

'આર્ય લોકો મિસરમાં કઇ બાજુએથી આવ્યા એ પ્રશ્ન પણ બહુ મહત્ત્વનો છે. અનેક માન્યતાઓમાંની એક એવી છે કે સિંધુ નદીના મુખ આગળથી તેઓ આવ્યા હશે. મોહન-જો-ડેરોમાં જે પ્રાચીન સંસ્કૃતિનાં ચિહ્નો મળી આવ્યાં છે તે પરથી આ માન્યતાને સબળ કારણ મળી શકે. હિંદની આર્ય સંસ્કૃતિને મિસરની સંસ્કૃતિ સાથે કેટલો સંબંધ છે એ જાણવું હોય તો મિસરના પ્રાચીન લેખો સંસ્કૃત જાણનારે ઉકેલવા જોઇએ. તને કદાચ ખબર હશે કે એ પ્રાચીન જમાનામાં ભાષા લખવાને કોઇ લિપિ શોધાઇ નહોતી. હિંદમાં પણ વેદઋચાઓ મોંએ કરવામાં આવતી. જ્યારે દેવનાગરી લિપિ યોજાઇ ત્યારે પુસ્તકો લખાવા માંડ્યાં. મિસરની પ્રાચીન ભાષા લખવામાં ચિત્રામણની લિપિ વપરાતી, જેને "હાઇરોગ્લિફ્" કહે છે. એનો અર્થ એ કે ચિત્રો પરથી શબ્દો ગોઠવવાના. દાખલા તરીકે મિસરના એક પ્રાચીન દેવનું નામ "હૉરસ" છે. એની સંજ્ઞા માટે બાજ પક્ષીનું ચિત્ર દોરાય છે. હૉરસ એ રોમન ઉચ્ચાર છે. મિસરમાં એને "હર"

કહેતા હશે, પરંતુ સંજ્ઞા પરથી સંસ્કૃત જાણનાર એને ઇન્દ્ર જે પ્રાચીન આર્યોનો દેવ હતો તે કહી શકાય. કારણ બાજને આપણે શકરો પણ કહીએ છીએ. સંસ્કૃતમાં એને શક્ર કહેતા હશે; અને શક્રનો અર્થ ઇન્દ્ર પણ થાય છે. આ તો એક જ દાખલો કહ્યો. એવા તો અનેક દાખલા મળી આવે.

મિસરની સંસ્કૃતિ જ્યારે લોપ થઈ ત્યારે આ ચિત્રામણના અક્ષરો ઉકેલવાનું પણ લોકો ભૂલી ગયા. ચોથા સૈકાથી તે છેક અઢારમા સૈકા લગી આ લિપિ આમ ગૂઢ રહી. ઈ.સ. ૧૭૯૯ની સાલમાં નેપોલિયન બાદશાહ નીલ નદીનો પ્રદેશ જીતવા એક જંગી લશ્કર લઈને ગયા ત્યારે આ પ્રાચીન દેશનો અદ્‌ભુત ઇતિહાસ ઉકેલવા એમણે થોડા પંડિતો પણ સાથે લીધા હતા. એ લોકોને એક પુરાણો પથ્થર મળી આવ્યો જેના પર ચિત્રામણના અક્ષરો ઉપરાંત ગ્રીક ભાષાના પણ અક્ષરો હતા. એ પંડિતોની ચર્ચા પરથી તેમજ એકબે વિદ્વાનોની શોધખોળ પરથી શાંપોલિયાં નામના ફ્રેંચ ભાષાશાસ્ત્રીએ એ ચિત્રાક્ષરનો કોયડો ઉકેલ્યો. પરંતુ એ કોયડો મુખ્યત્વે તો ગ્રીક ભાષાની મદદથી જ ઉકેલાયો. તે પરથી લાગે છે કે કોઈ સારો સંસ્કૃત ભાષાશાસ્ત્રી એ ભાષા સંસ્કૃત દૃષ્ટિએ વાંચવાનું માથે લે તો કંઇ નવીન જ અજવાળું પડે અને હિંદ તથા મિસરનો સંબંધ કેટલો હતો તેની ખબર પડે.

આ નીલ નદીનો બીજો દાખલો આપું. નીલ એટલે ભૂરું. નીલ નદીનાં પાણી અતિશય ભૂરા રંગનાં છે તે પરથી એ નામ



ઇ.સ. ૧૭૯૯માં નેપોલિયન નીલનો પ્રદેશ સર કરવા ગયો ત્યારે પોતાની સાથે કેટલાક વિદ્વાન ભાષાશાસ્ત્રીઓને પણ લઇ ગયો હતો. ઇજિપ્તનાં પુરાતન શિલ્પો, મૂર્તિઓ અને ચિત્રલિપિવાળાં જે સાધનો ખોદકામ કરતાં ત્યાં ગળી આવ્યાં તે ઉપરથી, એ પંડિતોની મદદ વડે મિસરની લિપિ ઉકેલાઇ અને ત્યાંની સંસ્કૃતિ તથા પ્રાચીન ઇતિહાસ સમજવામાં ઘણી સરળતા થઇ.

પડયું હશે. નીલ શબ્દ પણ સંસ્કૃત છે. તે પરથી પણ સંસ્કૃત ભાષા સાથે મિસરને સંબંધ હોવો જોઈએ એ પુરવાર થાય છે.'

હું શાંતિથી સાંભળ્યે જતો હતો તે જોઈને ગરુડરાજ હસીને બોલ્યા: 'આ બધા ટાયલામાં કદાચ તને બહુ રસ નહિ પડે. હિંદ અને મિસરનો જે સંબંધ હો તે હો; આપણે તો નીલ નદી અને એની આસપાસનો પ્રદેશ જે મિસર કહેવાતો અને હવે ઈજિપ્તને નામે ઓળખાય છે તે વિષે વાત કરવાની છે.

મિસરની ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર છે અને બંને બાજુએ બે મહાન રણો આવેલાં છે. ડાબી બાજુએ લીબિયાનું રણ અને એ મૂકીએ એટલે સહરાનું ભયંકર મહારણ. જમણી બાજુએ અરબસ્તાનનું રણ આવેલું છે. આમ આ મરુભૂમિ વચ્ચે ઉપવન જેવું મિસર સ્વર્ગની ગરજ સારે છે. અને એ સ્વર્ગ છે તે નીલ નદીને લીધે જ. અહીં વરસાદની મોસમ હોતી નથી. વરસાદ ભાગ્યે જ પડતો હશે. તેવા દેશમાં નીલ નદીનાં પાણી વડે જ જમીન ફળદ્રુપ રહે છે. નીલ નદીનો ચમત્કાર—પાંચ હજાર વર્ષ પર તો એ ચમત્કાર જ ગણાતો હશે—એ છે કે દર વર્ષે અમુક નિયમિત વખતે નદીમાં પૂર આવે છે. મિસરવાસીઓ વર્ષની ગણત્રી કરતાં પણ આ પૂર ઉપરથી શીખ્યા. જુલાઈની વીસમીએ જ્યારે એમનું નવું વર્ષ બેસે છે ત્યારે નદીમાં પૂર આવતાં હશે. તે ધીમેધીમે ઓસરતાં એપ્રિલ કે મે લગીમાં તો તદ્દન ઓસરી જાય. આ પૂર તો ઍબિસીનિયાના—પ્રદેશ જ્યાંથી નદી નીકળે છે ત્યાં—પહાડનો બરફ ઓગળે કે ખૂબ વરસાદ વરસે તેને લીધે જ આવે છે. પણ આ વાત તે

વખતે તો લોકો જાણતા નહોતા, એટલે એમને મન તો આ દૈવી નદીનો ચમત્કાર જ ગણાતો. આ કારણથી મિસર ખેતીપ્રધાન દેશ બન્યો. લોકો નદીમાંથી નહેરો કાઢી પાણીનો સારો ઉપયોગ કરવા લાગ્યા. ખેતીને સહાય કરવા ઉપરાંત નીલ નદી મિસરનો ધોરી માર્ગ પણ બની. એ વિશાળ નદીના પટ પર વહાણો ચાલવા લાગ્યાં. મિસરની વસ્તીનો મોટો ભાગ નદીના બંને તટ પર જ આવેલો છે. મોટાં શહેરો પણ નદી કિનારે જ આવેલાં છે. નીલ નદી આ રીતે મિસરનું જીવન જ બની છે. અને એ દૃષ્ટિએ તે દેવરૂપે પૂજાય તેમાં શી નવાઈ?

પ્રાચીન મિસરના લોકો એને દેવરૂપ જ ગણતા. તમારે ત્યાં નદી એ નારીનું સ્વરૂપ મનાય છે. નીલ નદી એટલી વિશાળ છે કે કદાચ એને નારીનું સ્વરૂપ આપવું મિસરીઓને અયોગ્ય લાગ્યું હશે. એ જ કારણથી અહીં એ દેવીસ્વરૂપ નહિ પણ દેવસ્વરૂપ મનાય છે. પાંચ હજાર વર્ષ પર મિસરીઓની એવી માન્યતા હતી કે સૃષ્ટિની શરૂઆતમાં બધું જળજળ જ હતું. એ જળમાંથી એક મોટું ઈંડું પેદા થયું તે "રા" એટલે સૂર્ય–રવિ. "રા" એ "શુ" એટલે હવા (શ્વાસ) ઉત્પન્ન કરી; "શુ" એ "ગેબ" (=પૃથ્વી) અને "નત" (=આકાશ) ઉત્પન્ન કર્યાં. પૃથ્વી (પુરુષ) અને આકાશ (સ્ત્રી) એ બેમાંથી ઑસિરિસ (=નીલ નદી) અને આઇસિસ=ફળદ્રુપ દેશ–મિસર પેદા થયાં. એ રીતે ઑસિરિસ અને આઇસિસ મિસરીઓના કુળદેવતા થયાં. એ ઑસિરિસ વિષે અનેક દંતકથાઓ પ્રચલિત થઈ. આકાશ–પૃથ્વીનો બીજો

પુત્ર તે રણનું ભયંકર તોફાન–સેથ અને નેપથીસ–મરુભૂમિ. દરેક દેશની દંતકથાઓમાં એક સારો પુરુષ અને બીજો ખરાબ; અને એ બંને વચ્ચે હમેશની દુશ્મનાવટ એ ચિત્ર હમેશાં અપાય છે. ઑસિરિસ અને સેથ વચ્ચે પણ આવી જ જાતનું હમેશનું વેર.

મિસરમાં આર્ય લોક નીલ નદીના મુખ આગળ વસ્યા હતા. ઑસિરિસ એમનો રાજા હતો. દક્ષિણ મિસર એટલે નદીના મૂળ તરફનો પ્રદેશ સેથના હાથમાં હતો. આ બંને સત્તાઓ વચ્ચે વારંવાર લડાઈઓ થતી. આખરે સેથ ઑસિરિસને દગાથી મારી નાખીને આખા મિસરનો રાજા થઈ બેઠો. ઑસિરિસને શોધવા નીકળતાં રસ્તામાં આઈસિસે એક પુત્રને જન્મ આપ્યો. તેનું નામ હૉરસ પાડ્યું. મોટપણે એ હૉરસ સેથને મારી બાપની ગાદી પર બેઠો અને એ પણ દેવ તરીકે પૂજાયો.

લગભગ હજાર વર્ષનો મિસરનો ઇતિહાસ આવી દંત-કથાઓથી ભરપૂર છે. એમાં ઐતિહાસિક સત્ય કેટલું એ કહેવું મુશ્કેલ છે. પહેલો માનવ રાજા મેનિસ થયો. એણે લગભગ ઇ.સ. પૂર્વે ૩૩૧૩ની સાલમાં ઉત્તરદક્ષિણ મિસરને એકત્રિત કરી હાલની રાજધાની કેરોથી થોડે દૂર આવેલા મેમ્ફિસ–શ્વેતકોટ –નગરમાં રાજધાનીની સ્થાપના કરી. એ મેનિસ પણ પૃથ્વી અને આકાશનો પુત્ર ગણાય છે. તમારે ત્યાં પણ પહેલો માનવ રાજા મનુ એ ઈલા એટલે પૃથ્વીનો પુત્ર ગણાય છે.

મિસરના બાદશાહો ફારાવ(Pharaoh)તરીકે ઓળખાતા. ફારાવનો અર્થ “મોટા ઘરમાં રહેનારા” એવો થાય છે. જ્યારે સારા

યુરોપ પર અજ્ઞાનનો અંધકાર છવાયો હતો, લોકો કેવળ જંગલી અવસ્થામાં હતા, ગ્રીસ અને રોમની સંસ્કૃતિનો ઉદય પણ થયો નહોતો તે સમયમાં આ ફારાવોના અમલ નીચે મિસર અગ્રગણ્ય સંસ્કારી દેશ ગણાતો. થુથેમીસ, ઍમનહોટેપ, રૅમિસિસ જેવા શૂરવીર ફારાવોએ તો મધ્ય એશિયા પણ કબજે કર્યું હતું. ત્રણ હજાર વર્ષ લગી મિસરમાં આ ફારાવોનું રાજ્ય રહ્યું. તે દરમ્યાન અંદર ઘણાયે ફેરફારો થયા. રાજધાનીનાં શહેરો અનેકવાર બદલાયાં. મેમ્ફિસથી થીબીસ અને થીબીસથી ટૅનિસ વગેરે એક પછી એક રાજધાનીનાં શહેરો બન્યાં. રાજ્યવંશો પણ અનેકવાર બદલાયા અને દેવો પણ બદલાયા. ત્યારબાદ બહારના હુમલા શરૂ થયા.

ઈ.સ. પૂર્વે પ૨પમાં ઈરાનના બાદશાહ કૅમ્બિસિસે મિસર પર ચડાઈ કરી એને સર કર્યું ત્યારથી એની પડતી શરૂ થઈ. ઈ.સ. પૂર્વે ૩૩૨માં સિકંદરે મિસરને સર કર્યું અને મિસરમાં ટૉલેમીનું રાજ્ય સ્થપાયું. આ ગ્રીક વિજેતાઓએ મિસરની પૂર્વની જાહોજલાલી આણવાનો સારો પ્રયત્ન કર્યો. એ ટૉલેમી વંશની છેલ્લી રાણી તે ક્લિઓપૅટ્રા. ઈ.સ. પૂર્વે ૩૦માં રોમના બાદશાહ ઑગસ્ટસ સીઝરે મિસરનો પરાજય કર્યો, રાણી ક્લિઓપૅટ્રા આપઘાત કરીને મરણ પામી અને મિસર રોમનું એક સંસ્થાન બન્યું. આ પછી રોમની પડતી થતાં મિસર તુર્કોના હાથમાં ગયું.

તુર્કસ્તાનના બાદશાહ ખલીફ અબદુલ હમીદ (જેના વખતમાં તુર્કસ્તાનને Sick man of Europe-યુરોપનો માંદલો

માણસ-એવું ઉપનામ મળ્યું હતું) પોતાના રાજ્યનું રક્ષણ કરવા અસમર્થ નીવડ્યો એટલે યુરોપનાં રાજ્યોએ એક પછી એક પૂછ્યાગાછ્યા વિના અને વગર કારણે એનું રાજ્ય પચાવી પાડવા માંડ્યું. ફ્રાંસે મોરૉક્કો પડાવ્યું; ઇંગ્લંડે ઇજિપ્ત–મિસર પચાવી પાડ્યું અને છેવટે ઇટલીએ ત્રિપૉલી ઉચાપત કર્યું. આજે મિસરની રાજધાની કેરોમાં, ત્યાંનો ખેદીવ નામનું રાજ્ય ચલાવે છે. બધી સત્તા બ્રિટિશોના હાથમાં છે. એક વખતનો બળવાન દેશ આજે ગુલામી અવસ્થા ભોગવે છે. ગ્રીસ અને રોમની જ્ઞાનસમૃદ્ધિમાં મોટો ફાળો આપનાર આ દેશ આજે મોટે ભાગે નિરક્ષર ને અજ્ઞાન છે. એ પણ કાળની બલિહારી!

હાલના મિસર નિવાસીઓને એમની સ્થિતિનું હવે કંઈક ભાન થયું છે એ આશાજનક ચિહ્ન ગણાય. ત્યાંના ઝઘલૂલ પાશાએ સ્વતંત્રતા માટે લડત ઉઠાવેલી અને એમાં જ પ્રાણ ખોયા. હિંદુસ્તાન જવાનો ટૂંકો જળમાર્ગ સુએઝની નહેરમાંથી છે. મિસર સ્વતંત્ર થાય તો સુએઝની નહેર પરનો બ્રિટિશ કાબૂ ઓછો થાય એટલે હિંદુસ્તાનને જ્યાં લગી હાથમાં રાખવું છે ત્યાં લગી આ માર્ગ બ્રિટિશો પોતાના કબજામાંથી કેમ છોડે? આ દૃષ્ટિએ આ બંને પુરાણા દેશોનાં ભાગ્ય એકબીજા સાથે જોડાએલાં છે.'

આમ વાતો કરતાં અમારું ભોજન પૂરું થયું. ત્યાં તો એક નાનો છોકરો બે ગધેડાં લઇને આવ્યો. ગધેડાં પર જીનબીન નાખી સવારી માટે તૈયાર કર્યાં હતાં. આપણે ત્યાં તો ગધેડાં પર બેસવું એ બહુ જ નામોશીભરેલું ગણાય છે. નાક કાન કાપી,

બોડે માથે ચૂનો ચોપડી, અવળે મોંએ ગધેડે બેસાડી, આખા ગામમાં ફેરવવા એ આપણે ત્યાં જૂના વખતમાં મોટામાં મોટી શિક્ષા ગણાતી! પણ ગરુડરાજના કહેવા પ્રમાણે મિસરમાં તો લોકો ગધેડા પર જ બેસે!

'એ જ એમનું વાહન. હજારો વર્ષ સુધી ઘોડાથી તો અહીંના લોક તદ્દન અજાણ્યા જ હતા. મધ્ય એશિયાના લોકો પણ ઘોડાથી અજાણ્યા હતા. ઍસીરિયાના લોકોએ પહેલો ઘોડો જોયો ત્યારે એને તેઓ "પૂર્વ દેશનું ગધેડું" એ નામથી ઓળખતા! મિસરમાં પૂર્વના આર્યોએ જ ઘોડો દાખલ કર્યો એમ મનાય છે. હિંદમાં તો અશ્વમેધ થતા અને ઘોડો જ વાહન ગણાતો, એટલે હિંદના આર્યોએ જ મધ્ય એશિયા તેમજ મિસરમાં ઘોડાનો પ્રચાર કર્યો હોય તો તેમાં નવાઇ નહિ.'

મિસરનાં ગધેડાં આપણા દેશના ગધેડાં કરતાં મોટાં તો ખરાં; અને દેખાવે પણ વધારે સારાં.

'આ ગધેડાં આપણે માટે છે?' મેં ગરુડરાજને પૂછ્યું.

એમણે હકારમાં ડોકું હલાવ્યું.

'આખી દુનિયામાં સાતેક ચીજ અદ્ભુત ગણાય છે. મિસરના પીરામીડો એ સાતમાં આવી જાય. એ જોવાથી તને પ્રાચીન મિસર વિષે ઘણું જાણવાનું મળશે.' એમ કહી ગરુડરાજે મને ઊંચકીને એક ગધેડા પર બેસાડી દીધો અને બીજા પર પોતે બેઠા.

થોડી વારમાં અમે પીરામીડ નજીક પહોંચી ગયા. દૂરથી

તો એ નદી આગળ કોઈ ડુંગર હશે એમ લાગેલું. એ મનુષ્યની કૃતિ હશે અને તે પણ હજારો વર્ષોની જૂની એનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.



પ્રકરણ અગિયારમું

## મિસર દેશના પીરામીડ

'નીચેથી જ પીરામીડનાં દર્શન કરીશું. ઉપર ખૂબ ચડવાનું છે ને તું થાકી જઇશ.' એમ કહી ગરુડરાજ એક જબરદસ્ત પૂતળા આગળ જઇને બેઠા.

એ પૂતળાનો આકાર વિચિત્ર હતો. એનું માથું અને છાતીનો ભાગ માનવીના જેવાં હતાં અને શરીરનો ભાગ સિંહના જેવો હતો.

'આ શાનું પૂતળું?' મેં ગરુડરાજને પૂછ્યું.

'એ સ્ફિન્કસ (Sphinx) ને નામે ઓળખાય છે.' ગરુડ-રાજ બોલ્યા. 'એને માટે એવી દંતકથા છે કે એ એક રાક્ષસી પ્રાણી હતું અને અહીંની રખેવાળી કરતું હતું. જે કોઈ મુસાફર આ બાજુ આવે તેને કોયડો પૂછે. એ કોયડાનો ઉત્તર મુસાફર આપી ન શકે તો તેને મારી નાખે. એક મુસાફરને એણે કોયડો પૂછ્યો કે "એવું કયું પ્રાણી છે કે જે સવારે ચાર પગે ચાલે છે, બપોરે—મધ્યાહ્‌ને બે પગે ચાલે છે અને સંધ્યાકાળે ત્રણ પગે ચાલે છે?" મુસાફરે ખૂબ વિચાર કરી જવાબ આપ્યો કે "માણસ." મનુષ્ય એના જીવન પ્રભાતમાં—બાળપણમાં ઘૂંટણિયાં તાણે છે,



નીલના કિનારા પર ઊંચાં તાડવૃક્ષ અને દૂર પિરામિડથી સુશોભિત વિશાળ આસમાની આકાશવાળું મિસર દેશનું લાક્ષણિક દૃશ્ય

એટલેકે ચાર પગે ચાલે છે; એના જીવનના મધ્યાહ્નને–ભર-જુવાનીમાં બે પગે ચાલે છે; એની જીવનસંધ્યામાં—ઘડપણમાં લાકડીના ટેકાથી એટલે ત્રણ પગે ચાલે છે. આ ખરો ઉત્તર મળતાં સ્ફિન્કસે મૌન ધારણ કર્યું છે અને ત્યારથી એ પથ્થરનું પૂતળું બની અહીં બેઠું છે.'

આસપાસ નાનાનાના પીરામીડો પુષ્કળ હતા પણ મોટા પીરામીડના જેટલી ભવ્યતા ભાગ્યે જ નજરે પડતી.

'આ મોટો પીરામીડ બાંધતાં ફારાવ ફીઓપ્સને પચાસ વર્ષ લાગ્યાં હતાં. એ બાંધ્યો ત્યારે લગભગ ચારસો એંશી ફીટ ઊંચો હતો; અત્યારે એની ઊંચાઈ ચારસો સાઠ છે, કારણકે લગભગ વીસ ફીટ જેટલી ઊંચાઈના પથરા ખલીફના વખતમાં હસનની મસ્જિદ વગેરે ઈસ્લામી ઇમારતો બાંધવાને કાઢી લેવામાં આવ્યા હતા. આટલા મોટા મોટા પથ્થરો ઊંચે ચઢાવતાં કેટલાં માણસો કામે લાગ્યાં હશે તેનો ખ્યાલ કર. એ પીરામીડ બાંધ્યાને લગભગ ચારથી પાંચ હજાર વર્ષો થયાં હશે. એ ગીઝેના પીરામીડ તરીકે ઓળખાય છે. એથી યે જૂનો સકારા આગળ ફારાવ ઝોસરનો બંધાવેલો પગથિયાંવાળો પીરામીડ છે. એની ઊંચાઈ તો માત્ર અઢીસો ફીટની જ છે, પણ એ દેખાવમાં આના કરતાં વધારે સુંદર છે. એનો બાંધનાર ઈમિટેપ પણ દેવ તરીકે પૂજાયો હતો.'

'પીરામીડ એટલે શું?' મેં પ્રશ્ન કર્યો.

'પીરામીડ એટલે કબર — શબગૃહ.' ગરુડરાજ બોલ્યા.

મિસર (ઇજિપ્ત)ના લોકોમાં મરણ પછી શરીરને દાટવાનો રિવાજ હતો. એ લોકોમાં એક બીજી પણ માન્યતા હતી, અને તે શરીરને સાચવી રાખવાની. સૂર્ય ઊગે છે, આથમે છે અને પાછો ઊગે છે, એ ઉદયાસ્તના ચક્ર પરથી તે વખતના મિસરવાસીઓએ માન્યતા બાંધી કે જેમ સૂર્ય મરણ પછી પાછો સજીવન થાય છે તેમ મનુષ્ય પણ મરી ગયા પછી પોતાનો સમય આવતાં સજીવન થાય. આ કારણથી મરણ પામેલા મનુષ્યનું શરીર ખૂબ જ સાચવીને રાખવામાં આવતું. પહેલાં તો સૂક્ષ્મ શસ્ત્રો વડે એના શરીરના કેટલાક ભાગ કાઢી લેવામાં આવતા, અને તેમાં રાસાયનિક પદાર્થો ભરવામાં આવતા. બહારથી પણ શરીર પર એક જાતનો રાસાયનિક લેપ કરવામાં આવતો કે જેથી શરીર સડી ન જાય અને જેમનું તેમ રહે. પછી એ શરીરને વસ્ત્રની અંદર ખૂબ વીંટાળી એક એના માપની મનુષ્યાકાર પેટીમાં મૂકતા. આવા શરીરને મમી કહે છે. હજારો વર્ષનાં જૂનાં આવાં મમી હજી અહીં મળી આવે છે અને તે પરથી પંડિતોને ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું જાણવાનું મળ્યું છે.

કબરો પણ એ જ માન્યતાની રૂએ બાંધવામાં આવતી. જે રહેણીકરણી તેઓ પૃથ્વી પર પાળતા તે જ રીતનો બધો સાજ એની કબરમાં પણ મૂકાતો. ફારાવ એટલે મોટા ઘરમાં રહેનારા એવો અર્થ થાય છે એ તો મેં તને કહ્યું, એટલે મરણ પછી પણ એમના મૃત શરીરને મોટું ઘર જોઇએ. એ ખ્યાલથી આ પીરામીડો બંધાયા હશે. જેમ પીરામીડો મોટા તેમ ફારાવની




મિસર દેશનો તથા નીલ નદીનાં પાણીથી ફળવતી થતી ભૂમિનો નકશો. નીલ નદી વિક્ટોરિયા સરોવરમાંથી નીકળી ૩૪૭૩ માઈલની સફર કરી ભૂમધ્ય સમુદ્રને મળે છે. ઈશાન આફ્રિકાનો ચોમેર રણથી ઘેરાએલો પ્રદેશ એ નદીના પ્રતાપે જ નંદનવન સમો બને છે. તેનાં પાણીથી પોષાતો પ્રદેશ ઉપરના નકશામાં ટપકાંવાળી લીટીથી દર્શાવ્યો છે.



ઇ. ૧૯૨૩માં ઇજિપ્તમાં થએલા ત્યાંની કબરોના ખોદકામ વખતે મળી આવેલું મિસરના પ્રાચીન રાજ્યકર્તા ફારાવોના ૧૮મા રાજવંશમાં થઇ ગએલા રાજા તુતાનખામનનું પૂતળું

મોટાઈ વધારે. એટલે મોટી કબરો બાંધવામાં ઠીક ચડસાચડસી થઇ હશે. જોકે પાછળના ફારાવો, જ્યારે ધર્માચાર્યોનું જોર વધ્યું હશે ત્યારે, મોટા પીરામીડો બાંધવાને બદલે મોટાં મંદિરો બાંધવામાં પોતાની મોટાઇ બતાવવા લાગ્યા હતા. કબરો ઊંચી ન બાંધતાં ભોંયરાં કરી મૃતદેહને અંદર રાખતા, અને પોતાના વૈભવ પ્રમાણે એ ભોંયરાંઓ શણગારતા. તને કદાચ ખબર તો હશે કે લકઝોરમાં થોડાં વર્ષો પર ફારાવ તુતાનખામનની કબર ખોદવામાં આવી હતી તેમાંથી બાદશાહી વૈભવનાં પુષ્કળ ચિહ્નો મળી આવ્યાં હતાં. એ ચિહ્નો પરથી મિસરની તે વખતની જાહોજલાલી તેમજ સંસ્કૃતિનો સારો ખ્યાલ આવી શકે.

મિસરની સંસ્કૃતિ કેટલે દરજ્જે આગળ વધી હશે તે તો એ લોકોના જ્ઞાન ઉપરથી જ જણાઇ આવે છે. શરીરને રાસાયનિક પદાર્થોની સહાય વડે જાળવી રાખવું એ બતાવે છે કે એમને રસાયનનું સારું જ્ઞાન હોવું જોઇએ. તે ઉપરાંત શરીરના અંદરના ભાગ જે રીતે એ લોકો કાઢી નાખતા તે ઉપરથી શરીરશાસ્ત્રનું જ્ઞાન તેમજ શસ્ત્રક્રિયાનું જ્ઞાન પણ તેમને ઘણું સારું હોવું જોઇએ. એ કબરોની અંદરથી જે ઉત્તમ કારીગરીની વસ્તુઓ નીકળી આવી છે તે ઉપરથી તે વખતના મિસરીઓ જબરા કારીગરો હોવા જોઇએ એમાં તો જરાયે શક નહિ. કાચ બનાવવાનું, માટીની સુંદર ચીજો બનાવવાનું અને મીનાનું કામ એ લોકો ઘણી સારી રીતે જાણતા.

આ સામેના પીરામીડમાં માત્ર ભવ્યતા છે. એ ભવ્યતા

મનુષ્યબળની ભવ્યતાનો ખ્યાલ આપે છે. કુદરતની ગણતરીમાં મનુષ્ય એક નિર્બળ પ્રાણી છતાં કાળ અને કુદરતના કોપ સામે અડગપણે હજારો વર્ષોથી ટકી શકનાર આ કીઓપ્સ બાદશાહનો પીરામીડ મનુષ્યબળ અને એણે કરેલી કુદરત પરની જિતનું પ્રત્યક્ષ પ્રમાણ છે. એવી ભવ્ય સત્તાના અધિકારી ફારાવો દેવરૂપે પૂજાય તેમાં શી નવાઈ?

શરૂઆતમાં તો ફારાવો પોતે જ દેવરૂપે પૂજાતા, પણ પાછળથી લોકો વધારે ધર્માંધ બન્યા હશે અને મનુષ્યદેવને પૂજવાને બદલે પારલૌકિક દેવોની પથ્થરની પ્રતિમાઓ પૂજવા તરફ પ્રેરાયા હશે; કે પછી પુરોહિતોની સત્તા એટલી વધી હશે કે દેવના પ્રતિનિધિ ફારાવો નહિ પણ પોતે જ એમ લોકો પાસે મનાવવા લાગ્યા હશે. પણ પાછળના ફારાવો, મેં આગળ કહ્યું તેમ, આવાં ભવ્ય શબગૃહો બાંધવાને બદલે દેવગૃહો બાંધવા પાછળ જ પોતાનાં જીવન સાર્થક માનવા લાગ્યા. એ દેવમંદિરો જોવાં હોય તો આપણે થીબીસ જવું પડશે.

થીબીસ એટલે મંદિરો અને મહાલયોનું નગર. ગ્રીક કવિ હોમરે એનું વર્ણન કરતાં કહ્યું છે કે એ નગરને સો તો દરવાજા હતા. મિસરના પૂર્ણ વૈભવનું એ સ્થાન હતું. થીબીસમાં બેઠાંબેઠાં ફારાવો છેક દક્ષિણમાં ઇથીઓપિયા લગી અને ઉત્તર-પૂર્વમાં ઠેઠ એશિયાની યુફ્રેટિસ નદીના કાંઠા લગી પોતાની આણ વર્તાવતા. આજે મિસરમાં જ્યાં કાર્નાક અને લકઝૉર આવેલાં છે તે પ્રાચીન થીબીસના ભાગ જ હતા. મધ્ય એશિયા પર વિજય મેળવી

ત્યાંની લક્ષ્મી મિસરમાં ઘસડી લાવી ફારાવોએ થીબીસને મંદિરો તથા મહાલયોથી ખૂબ શણગાર્યું હતું.'

આટલું પ્રસ્તાવનારૂપે સમજાવી ગરુડરાજે મને ખાંધ પર લીધો અને જોતજોતાંમાં તો આકાશમાર્ગે ઊડતા અમે થીબીસ પહોંચ્યા.

થીબીસ પહોંચતાં નીચે નજર કરી તો આકાશમાંથી નદીનો પટ ખૂબ પહોળો લાગતો હતો.

'અહીં નદીનો પટ એક હજાર વાર પહોળો છે.' ગરુડ-રાજ બોલ્યા: 'એના પૂર્વકિનારા તરફ કાર્નાક અને લકઝૉર છે અને પશ્ચિમકિનારા પર રાજાઓની ખીણ છે, જ્યાં મૃત ફારા-વોને ભોંયરાંમાં ખૂબ વૈભવ સાથે દાટવામાં આવ્યા છે. આ જગ્યાએથી એ તુતાનખામનની કબર મળી આવી હતી.'

અમે ઝડપથી નીચે આવી થાંભલાઓની હારોવાળા એક વિશાળ મકાન આગળ ઊતર્યા.

'આ કાર્નાકનું જગવિખ્યાત મંદિર' ગરુડરાજ બોલ્યા. 'અસલ મંદિર તો નાનુંસરખું હતું; પણ તે પછી દરેક ફારાવે પોતાનું મહત્ત્વ બતાવવા એની આસપાસ પ્રચંડ મંદિરો અને સભાસ્થાનો બંધાવી દીધાં છે. આ થાંભલાની હારોવાળું સભાસ્થાન તેમજ દેવ આમન રા નું મંદિર ફારાવ રૅમિસિસે બંધાવ્યાં હતાં. એ મંદિર રૅમૅશિયમને નામે ઓળખાય છે. આ મંદિરોની દિવાલો પર મિસરનો હજારો વર્ષનો ઇતિહાસ ચીતરાયો છે અને કોતરાયો છે.'

અમે ફરીને બધું જોયું, તે પછી એક થાંભલાને અઢેલી

મનુષ્યબળની ભવ્યતાનો ખ્યાલ આપે છે. કુદરતની ગણતરીમાં મનુષ્ય એક નિર્બળ પ્રાણી છતાં કાળ અને કુદરતના કોપ સામે અડગપણે હજારો વર્ષોથી ટકી શકનાર આ કીઓપ્સ બાદશાહનો પીરામીડ મનુષ્યબળ અને એણે કરેલી કુદરત પરની જિતનું પ્રત્યક્ષ પ્રમાણ છે. એવી ભવ્ય સત્તાના અધિકારી ફારાવો દેવરૂપે પૂજાય તેમાં શી નવાઈ?

શરૂઆતમાં તો ફારાવો પોતે જ દેવરૂપે પૂજાતા, પણ પાછળથી લોકો વધારે ધર્માંધ બન્યા હશે અને મનુષ્યદેવને પૂજવાને બદલે પારલૌકિક દેવોની પથ્થરની પ્રતિમાઓ પૂજવા તરફ પ્રેરાયા હશે; કે પછી પુરોહિતોની સત્તા એટલી વધી હશે કે દેવના પ્રતિનિધિ ફારાવો નહિ પણ પોતે જ એમ લોકો પાસે મનાવવા લાગ્યા હશે. પણ પાછળના ફારાવો, મેં આગળ કહ્યું તેમ, આવાં ભવ્ય શબગૃહો બાંધવાને બદલે દેવગૃહો બાંધવા પાછળ જ પોતાનાં જીવન સાર્થક માનવા લાગ્યા. એ દેવમંદિરો જોવાં હોય તો આપણે થીબીસ જવું પડશે.

થીબીસ એટલે મંદિરો અને મહાલયોનું નગર. ગ્રીક કવિ હોમરે એનું વર્ણન કરતાં કહ્યું છે કે એ નગરને સો તો દરવાજા હતા. મિસરના પૂર્ણ વૈભવનું એ સ્થાન હતું. થીબીસમાં બેઠાંબેઠાં ફારાવો છેક દક્ષિણમાં ઇથીઓપિયા લગી અને ઉત્તર-પૂર્વમાં ઠેઠ એશિયાની યુફ્રેટિસ નદીના કાંઠા લગી પોતાની આણ વર્તાવતા. આજે મિસરમાં જ્યાં કાર્નાક અને લકઝોર આવેલાં છે તે પ્રાચીન થીબીસના ભાગ જ હતા. મધ્ય એશિયા પર વિજય મેળવી

ત્યાંની લક્ષ્મી મિસરમાં ઘસડી લાવી ફારાવોએ થીબીસને મંદિરો તથા મહાલયોથી ખૂબ શણગાર્યું હતું.'

આટલું પ્રસ્તાવનારૂપે સમજાવી ગરુડરાજે મને ખાંધ પર લીધો અને જોતજોતાંમાં તો આકાશમાર્ગે ઊડતા અમે થીબીસ પહોંચ્યા.

થીબીસ પહોંચતાં નીચે નજર કરી તો આકાશમાંથી નદીનો પટ ખૂબ પહોળો લાગતો હતો.

'અહીં નદીનો પટ એક હજાર વાર પહોળો છે.' ગરુડરાજ બોલ્યા: 'એના પૂર્વકિનારા તરફ કાર્નાક અને લક્ઝૉર છે અને પશ્ચિમકિનારા પર રાજાઓની ખીણ છે, જ્યાં મૃત ફારાવોને ભોંયરાંમાં ખૂબ વૈભવ સાથે દાટવામાં આવ્યા છે. આ જગ્યાએથી એ તુતાનખામનની કબર મળી આવી હતી.'

અમે ઝડપથી નીચે આવી થાંભલાઓની હારોવાળા એક વિશાળ મકાન આગળ ઊતર્યા.

'આ કાર્નાકનું જગવિખ્યાત મંદિર' ગરુડરાજ બોલ્યા. 'અસલ મંદિર તો નાનુંસરખું હતું; પણ તે પછી દરેક ફારાવે પોતાનું મહત્ત્વ બતાવવા એની આસપાસ પ્રચંડ મંદિરો અને સભાસ્થાનો બંધાવી દીધાં છે. આ થાંભલાની હારોવાળું સભાસ્થાન તેમજ દેવ આમન રા નું મંદિર ફારાવ રૅમિસિસે બંધાવ્યાં હતાં. એ મંદિર રૅમૅશિયમને નામે ઓળખાય છે. આ મંદિરોની દિવાલો પર મિસરનો હજારો વર્ષનો ઇતિહાસ ચીતરાયો છે અને કોતરાયો છે.'

અમે ફરીને બધું જોયું, તે પછી એક થાંભલાને અઢેલી

બેઠા, રોમની માફક મિસરની બાંધણીમાં પણ પ્રચંડતા જોવામાં આવે છે. આ બંને રાજ્યો ખૂબ જ જાહોજલાલીની ટોચ પર પહોંચ્યાં હતાં, છતાં એ બન્નેની પણ પડતી થઈ. રોમનો ઇતિહાસ તો મેં સાંભળ્યો જ હતો; મિસરની પડતી શાથી થઈ એ જાણવાની ઈચ્છા મેં ગરુડરાજ આગળ દર્શાવી.

ગરુડરાજ હસ્યા અને બોલ્યા. 'અરુણ! બધે એક જ વાતઃ સત્તાનો લોભ. મિસર પાસે શું નહોતું? મિસરના લોક જ્ઞાનથી સમૃદ્ધ હતા; પૈસેટકે સુખી હતા. પણ જેમજેમ ફારાવો બળવાન થયા તેમતેમ મિસરની સીમાઓ એમને સાંકડી લાગવા માંડી, એશિયા પર એમનો ઝંડો ફરકાવવાનો એમને લોભ લાગ્યો. થુથેમિસ એમનહોટેપ, સેથૉસ, રૅમિસિસ વગેરે ફારાવો એશિયા પર દિગ્વિજય કરવા નીકળ્યા હતા. પરિણામે એશિયાની સત્તા બળવાન થઇ ત્યારે મિસર પર એમણે વેર વાળ્યું. મિસરની પડતીનું બીજું કારણ ત્યાંના ધર્માચાર્યોનો સત્તાનો લોભ. એ વેળાએ ધર્માચાર્યોની સત્તા એટલી બળવાન થઇ ગઇ હતી કે ન પૂછો વાત. દેવકોપની બીકથી લોકો ધર્માચાર્યોને નમવા લાગ્યા. જાદુમંતરમાં મિસરીઓ ખૂબ માનતા. ધર્માચાર્યો પણ જાદુને નામે લોકોને છેતરવામાં બાકી નહોતા રાખતા. અજ્ઞાન દૂર કરી લોકોને વહેમમુક્ત બનાવવાને બદલે, લોકોમાં જાણી જોઇ ખોટા વહેમ ઉત્પન્ન કરી આ લોભી ધર્માચાર્યો પોતાનો સ્વાર્થ સાધતા. કેટલાએક ધર્માચાર્યો તો પોતાની સત્તાને લીધે ફારાવો પણ બન્યા હતા. જે દેશમાં રાજકારણ અને ધર્મનું મિશ્રણ

થાય તે દેશનું આવી જ બન્યું સમજવું. પોપના રોમની પણ એ જ સ્થિતિ થઇ અને મિસરનું પણ એમાં જ ગયું. તુતાનખામનનો સસરો ફારાવ આખેનેતન એક કવિ હતો અને એના વિચારો ઘણા આગળ વધેલા તથા વિશાળ હતા. આ ધર્માંધપણું એનાથી ખમાયું નહિ અને એણે ધર્માચાર્યો સામે બળવો ઉઠાવ્યો. પરંતુ એનું કંઈ ચાલ્યું નહિ. આ ઉપરથી તને ખ્યાલ આવશે કે ખુદ ફારાવો પણ જેની સત્તા સામે ટકી નહોતા શકતા એ ધર્માચાર્યોનું જોર કેટલું હશે!'

મિસરના ઉદય અને અસ્તનો વિચાર કરતો હું દિવા-સ્વપ્નમાં પડ્યો. ગરુડરાજે મને ક્યારે ખાંધ પર ઉપાડ્યો એની કશી જ ખબર પડી નહિ. હું ઝબકીને ઊઠ્યો તો અમે આકાશમાં ઊડતા હતા અને નીચે સમુદ્ર ઉછાળા મારી રહ્યો હતો.

પ્રકરણ તેરમું

## મધ્ય એશિયા પર ઊડતી દૃષ્ટિ

આપણે ક્યાં ચાલ્યા? મેં નવાઇ પામતાં પૂછ્યું.

'આફ્રિકા ખંડમાં ઐતિહાસિક દૃષ્ટિએ જો કાંઇ જોવાનું હોય તો તે મિસરમાં.' ગરુડરાજ બોલ્યા. 'એ ખંડના બીજા પ્રદેશો તો હજી હમણાં જ જગલી મટી કંઇક સુધરેલી દશામાં આવ્યા છે. અને ખંડના મધ્યભાગમાં તો હજી કોઈ જઇ શક્યું નથી. એ કારણથી તો એ dark continent—અજાણ ખંડ—તરીકે ઓળખાય છે. આથી આફ્રિકાના બીજા દેશો જોવામાં તને ખાસ મજાહ નહિ પડે, એટલે મિસર છોડી આપણે હવે એશિયા તરફ ઊડીએ છીએ.

આ નીચે દેખાય તે રાતો સમુદ્ર. એને વિષેની દંતકથા ખબર છે? મિસરમાં આવી વસેલા યહુદીઓની સ્થિતિ ગુલામ જેવી થઈ ગઈ હતી. એમના નેતા મોઝિસ (મુસા પયગમ્બર)થી આ ખમાયું નહિ. એણે બધા યહુદીઓને મિસર છોડી બીજા દેશોમાં ચાલ્યા જવાની સલાહ આપી. પરંતુ ફારાવની પરવાનગી વિના કોઇથી મિસર છોડાય જ નહિ! અને આવા ઉપયોગી ગુલામોને મિસર છોડવાની રજા ફારાવ શાનો આપે? યહુદી-

ઓને અનેક વિટંબણાઓ પડી. આખરે એ લોકો આ રાતા સમુદ્રને રસ્તે નાસી છૂટયા. યહુદીઓના ઇશ્વર યહોવાની શક્તિથી રાતા સમુદ્રે માર્ગ કરી આપ્યો. પાણી બે બાજુ પર હટી ગયાં અને વચ્ચે થઈ યહુદીઓ સહીસલામત સામે કિનારે પહોંચ્યા. એમની પાછળ પડેલું ફારાવનું લશ્કર પણ સમુદ્ર વચ્ચે થએલા એ માર્ગમાં આગળ તો વધ્યું; પણ અધવચ પહોંચ્યું ત્યાં સમુદ્ર એક થઈ ગયો અને આખું લશ્કર ડૂબી ગયું!'

'સમુદ્ર કેવી રીતે માર્ગ આપે?' મેં પૂછયું.

'શ્રી કૃષ્ણને ટોપલામાં સૂવાડીને ગોકુળ લઈ જતા વસુદેવજીને જમનાજીએ માર્ગ આપ્યો હતો તેમ.' ગરુડરાજે હસીને જવાબ દીધો.

ભૂરા રંગનો સાગર રાતા સમુદ્ર તરીકે શા માટે ઓળખાતો હશે તે હું સમજયો નહિ. થોડી વારમાં તો દરિયો વટાવી અમે જમીન પર ઊડવા લાગ્યા.

'હવે આપણે એશિયાની પુરાણી ને પવિત્ર ભૂમિ પર આવ્યા.' ગરુડરાજ બોલ્યા.

'પવિત્ર શા માટે?' મેં પૂછયું.

'એ અનેક ધર્મોનું ધામ છે; અનેક સંસ્કૃતિઓનો અહીં સંગમ થયો હતો. યહુદીઓ મિસરથી નાસી આવી પૅલેસ્ટાઇનમાં જઇ વસ્યા હતા. આ નીચે દેખાય છે તે સીનાઇ પર્વત. ત્યાં, કહેવાય છે કે, યહોવાએ મોઝિસને દર્શન દીધાં હતાં અને દરેક યહુદીને પાળવા માટે દસ આજ્ઞાઓ–Ten commandments–

ચડાવ્યો ત્યારથી શૂળીના આકાર ચોકડી—ક્રૉસ, એ ખ્રિસ્તી-ઓની પવિત્ર સંજ્ઞા બની છે. ખ્રિસ્તના મરણ પછી એના અનુયાયીઓ સંત પીટર, સંત પૉલ, સંત જ્હૉન વગેરેએ એનો ધર્મ ખૂબ ફેલાવ્યો. આજે સારો યુરોપ ખ્રિસ્તી ધર્મ પાળે છે. પરંતુ મેં આગળ કહ્યું હતું તેમ આજે તો એ ધર્મ નામનો જ પળાય છે. પ્રેમનું સૂત્ર માત્ર બાઇબલમાં જ છે; લોકોના આચ-રણમાં તો જરા એ નહિ.

આપણા જમણા હાથ પર નીચે ઇસ્લામની પાક ભૂમિ અરબસ્તાન આવ્યું. ઇસુ ખ્રિસ્ત પછી લગભગ છસો વર્ષે મક્કાના રહેવાસી એક આરબ ઊંટવાળાને સ્વપ્નામાં ઇશ્વરનો સંદેશો મળ્યો. ઈશ્વરનો એ પયગામ દુનિયાને પહોંચાડવાનું મહમ્મદે માથે લીધું ત્યારથી એ મહમ્મદ પયગમ્બર તરીકે ઓળખાય છે. 'અલ્લા એક છે અને સર્વશક્તિમાન છે' એ સૂત્ર પર સારો ઇસ્લામ ધર્મ સ્થપાયો છે. અલ્લા—હુ—અકબર—ઇશ્વર મહાન છે—ની ઘોષણા સાથે અને તરવારની ધારે મહમ્મદના અનુ-યાયીઓએ ઇસ્લામનો સંદેશો સ્થળે સ્થળે પહોંચાડ્યો છે. મક્કા એ એમનું તીર્થસ્થાન બન્યું છે. કુરાને શરીફ જેમાં મહમ્મદનાં વચનોનો સંગ્રહ કરાયો છે તે એમનું ધર્મપુસ્તક બન્યું છે. ખ્રિસ્તી અને ઇસ્લામી એ બે પડોશી ધર્મો વચ્ચે ભૂતકાળમાં અને વર્ત-માનમાં યે ઠીક યુદ્ધો થયાં હતાં અને થાય છે. જેરૂસલમ મુસલ-માનોએ લીધું ત્યારે ખ્રિસ્તી યુરોપે એને છોડાવવા માટે ક્રુઝેડસ—ધર્મની લડાઈઓ—કરી હતી એમ મેં આગળ કહ્યું છે. ખ્રિસ્તનો

પથ્થર પર લખી આપી હતી. ત્યારથી યહુદીઓ એક ઈશ્વર—યહોવામાં અને એની દસ આજ્ઞામાં માને છે. એમણે પૅલેસ્ટાઇનમાં જેરૂસલમ નામનું નગર વસાવ્યું. દુનિયામાં ડહાપણનો ભંડાર ગણાતો સૉલોમન એમનો રાજા થઈ ગયો.

જેરૂસલમથી થોડે જ દૂર બેથ્લહેમ નામનું નાનું ગામડું આવેલું છે. આજે તો એ સારી ખ્રિસ્તી આલમનું પવિત્ર સ્થળ મનાય છે. એ નાનકડા ગામડામાં આજથી એક હજાર નવસો ને તેત્રીસ વર્ષ ઉપર ઈસુ ખ્રિસ્તનો જન્મ થયો હતો. ઇસુ ખ્રિસ્ત જાતનો યહુદી હતો, પરંતુ યહુદીઓનો ધર્મ એને પરવડ્યો નહિ. યહુદીઓનો ઈશ્વર યહોવા એટલે રુદ્રસ્વરૂપ એક ભયંકર વિનાશક શક્તિ. મનુષ્યે એના ક્રોધથી ડરતા રહેવાનું. ઇસુ ખ્રિસ્તને લાગ્યું કે ઇશ્વરનો ખરો ગુણ તો પ્રેમ. પ્રેમથી જ એ મહાન છે. માટે યહોવા એ ઈશ્વર હોઈ શકે નહિ. ઇસુ ખ્રિસ્તે પ્રેમના સિદ્ધાંત પર નવો ધર્મ સ્થાપ્યો અને પોતાને ઈશ્વરપુત્ર તરીકે મનાવવા લાગ્યો. આ સિદ્ધાંત માટે ઇસુ ખ્રિસ્તને ઘણું સહન કરવું પડ્યું. યહુદીઓ એની સામે ખૂબ ઉશ્કેરાયા. તે સમયમાં પૅલેસ્ટાઇન રોમના તાબામાં હતું. જેરૂસલમમાં રોમના પ્રતિનિધિ પતીઅસ પીલાત-Pontius Pilate હકુમત ચલાવતો હતો. એ ન્યાયી પુરુષ હતો અને ઇસુ ખ્રિસ્તને ગુનેગાર ઠરાવવાની વિરુદ્ધ હતો. પરંતુ લોકો એટલા ઉશ્કેરાયા હતા અને લોકમત ખ્રિસ્તની એટલો વિરુદ્ધ હતો કે એનું કંઇ ચાલ્યું નહિ અને ખ્રિસ્તને વધ કરવાનો હુકમ એને કરવો પડ્યો. ખ્રિસ્તને શૂળી પર

ચડાવ્યો ત્યારથી શૂળીના આકાર ચોકડી—ક્રૉસ, એ ખ્રિસ્તીઓની પવિત્ર સંજ્ઞા બની છે. ખ્રિસ્તના મરણ પછી એના અનુયાયીઓ સંત પીટર, સંત પૉલ, સંત જહૉન વગેરેએ એનો ધર્મ ખૂબ ફેલાવ્યો. આજે સારો યુરોપ ખ્રિસ્તી ધર્મ પાળે છે. પરંતુ મેં આગળ કહ્યું હતું તેમ આજે તો એ ધર્મ નામનો જ પળાય છે. પ્રેમનું સૂત્ર માત્ર બાઇબલમાં જ છે; લોકોના આચરણમાં તો જરા એ નહિ.

આપણા જમણા હાથ પર નીચે ઇસ્લામની પાક ભૂમિ અરબસ્તાન આવ્યું. ઇસુ ખ્રિસ્ત પછી લગભગ છસો વર્ષે મક્કાના રહેવાસી એક આરબ ઊંટવાળાને સ્વપ્નામાં ઇશ્વરનો સંદેશો મળ્યો. ઇશ્વરનો એ પયગામ દુનિયાને પહોંચાડવાનું મહમ્મદે માથે લીધું ત્યારથી એ મહમ્મદ પયગમ્બર તરીકે ઓળખાય છે. 'અલ્લા એક છે અને સર્વશક્તિમાન છે' એ સૂત્ર પર સારો ઇસ્લામ ધર્મ સ્થપાયો છે. અલ્લા-હુ-અકબર—ઇશ્વર મહાન છે—ની ઘોષણા સાથે અને તરવારની ધારે મહમ્મદના અનુયાયીઓએ ઇસ્લામનો સંદેશો સ્થળે સ્થળે પહોંચાડ્યો છે. મક્કા એ એમનું તીર્થસ્થાન બન્યું છે. કુરાને શરીફ જેમાં મહમ્મદનાં વચનોનો સંગ્રહ કરાયો છે તે એમનું ધર્મપુસ્તક બન્યું છે. ખ્રિસ્તી અને ઇસ્લામી એ બે પડોશી ધર્મો વચ્ચે ભૂતકાળમાં અને વર્તમાનમાં યે ઠીક યુદ્ધો થયાં હતાં અને થાય છે. જેરૂસલમ મુસલમાનોએ લીધું ત્યારે ખ્રિસ્તી યુરોપે એને છોડાવવા માટે ક્રુઝેડસ—ધર્મની લડાઈઓ—કરી હતી એમ મેં આગળ કહ્યું છે. ખ્રિસ્તનો

ક્રૉસ—ચોકડી અને ઈસ્લામનો ક્રેસન્ટ—અર્ધચંદ્ર એ બંને વચ્ચે ઠીક ચડસાચડસી છે, કારણ કે બંને ધર્મ બીજા લોકોને પોતાના ધર્મમાં પલટાવવામાં માને છે. આજે તો એ ધર્મના ઝઘડા રાજપ્રકરણ સાથે એટલા ગૂંથાઈ ગયા છે કે ન પૂછો વાત. તેને લીધે પણ બંને વચ્ચે સંપ થવાને બદલે લડાઈ રહેવાની જ.

મધ્ય એશિયા પર એક વખત ઈસ્લામની આણ હતી. મહમ્મદ પયગંબરની ગાદીના વારસો પાછળથી ખલીફ કહેવાયા. એ ખલીફોનું પાટનગર શરૂઆતમાં બગદાદ હતું. એ લોકોના મહાન ખલીફ હરૂન અલ રશીદનું નામ તો તારાથી અજાણ્યું નહિ હોય. અરબોના હાથમાંથી જ્યારે સત્તા તુર્કોના હાથમાં ગઈ ત્યારે ખલીફનું પાટનગર બગદાદને બદલે બાઈઝેન્ટીઅમ–કૉન્સ્ટૅન્ટિનોપલ થયું. આજે મધ્ય એશિયાના લોકોનો ધર્મ ઈસ્લામ છે, પણ રાજસત્તા તો પરધર્મી પરદેશીઓના હાથમાં જ છે.

મધ્ય એશિયા એ અનેક પચરંગી પ્રજાનો શંભુમેળો છે. સુમેરિયન, ઍસીરિયન, ફીનીશિયન, ખાલ્ડિયન વગેરે અનેક પ્રજા ત્યાં એકત્ર થઇ. અનેક સંસ્કૃતિઓ પણ ત્યાં જન્મી અને લય પામી. બૅબીલોન અને નીનેવે એ બે પુરાણાં શહેરોએ તો ખૂબ જ ચડતી પડતી જોઈ. આજે તો એ શહેરોના અવશેષ આ નીચે દેખાય છે તે માત્ર ધૂળના ઢગલા જ.

આ યુફ્રેટિસ અને ટાઇગ્રિસ નદી વટાવી એટલે આર્ય પ્રજાનું એક પુરાણું થાણું આવે છે. તે ઈરાન. આર્ય સંસ્કૃતિથી અલંકૃત જરથોસ્તની એ ભૂમિ અનેક વીરકથાઓથી ભરપૂર છે.

જરથોસ્ત પણ મોટા ધર્મગુરુ હતા. એમના અનુયાયીઓ તે જરથોસ્તી અથવા પારસીઓ. ઈરાનના બાદશાહની સત્તા એક વખત તો ખૂબ બળવાન હતી. એક તરફ કૅમ્બિસિસ જેવા એના બાદશાહે મિસર જીત્યું હતું, તો બીજી તરફ ઝરસિસ અને દરાયસ જેવા ત્યાંના બાદશાહોએ તે વખતનાં જબરદસ્ત ગણાતાં ગ્રીક રાજ્યો સામે ટક્કર ઝીલી વિજય મેળવ્યો હતો. ઈરાનની સત્તા તોડનાર મેસેડોનિયાનો મહાન સિકંદર. એ સિકંદરે મધ્ય એશિયા જીતી મિસર પણ સર કર્યું હતું અને હિમાલય ઓળંગી છેક હિંદુસ્તાન પહોંચ્યો હતો.

સિકંદરે ઈરાન પર જિત તો મેળવી, પણ ઈરાનનું આર્યત્વ નષ્ટ થયું નહોતું. પરંતુ ઈ.સ. ૬૪૦માં જ્યારે આરબોએ ઈરાન જીત્યું ત્યારે પારસીઓને પોતાનો દેશ છોડી નાસી જવું પડ્યું. ઘણા પારસીઓ હિંદમાં આવી વસ્યા. હિંદીઓએ એમના એ પિત્રાઈ આર્યોનો સારો સત્કાર કર્યો. જરથોસ્તનો ધર્મ ઈરાનમાંથી તો નાબૂદ થયો. ત્યાં આજે ઈસ્લામની આણ વર્તે છે.

એશિયા પાસેથી યુરોપે ઘણું મેળવ્યું છે. આજની યુરોપની સંસ્કૃતિ પણ એશિયાની મૃત સંસ્કૃતિ પર રચાઇ છે એમ કહું તો ખોટું નહિ. એટલે એશિયા ને યુરોપનો સંબંધ ગુરુશિષ્યાના જેવો છે. એ જ શિષ્ય આજે ગુરુને દબાવવામાં પોતાની મહત્તા સમજે છે. મધ્ય એશિયાના ભાગલા પાડી યુરોપની સત્તાઓએ એને પોતપોતામાં વહેંચી લીધા છે, તેમાં સ્વાર્થ સિવાય કશું દૃષ્ટિએ પડતું નથી. ઇરાનને પણ પચાવી પાડવા માટે યુરોપની

બે સત્તાઓ વચ્ચે ઠીક ચડસાચડસી ચાલતી હતી. એક હાડકાના ટુકડા માટે બે કૂતરાઓ ઘૂરકાઘૂરકી કરે તેમ એ બે સત્તાઓ વચ્ચે ચાલ્યા કરતું હતું. ઈરાનનો પદભ્રષ્ટ શાહ જે ફૅટ બૉય ઑફ પર્શિયા—ઈરાનનો જાડો છોકરો—એ નામથી ઓળખાતો હતો તેને હાથમાં લેવા એ બંને સત્તાઓ મથતી હતી, પણ ઈરાનને ખુશ નસીબે લોકોએ બળવો કરી એ નમાલા શાહને ગાદી પરથી ઉઠાડ્યો. તે પછી એક સાધારણ લશ્કરી અમલદાર રીઝાખાન પહલવી સત્તામાં આવ્યો અને આજે તે ઈરાનનો શાહ થયો છે. ઈરાનની ગુમાએલી સત્તા પાછી આણવાનો પ્રયત્ન એણે સફળ રીતે કર્યો છે. પરદેશી સત્તાનું જોર આજે ઈરાનમાંથી ઓછું થઈ ગયું છે.

યુરોપની સત્તાઓએ વેપારને બહાને ચીનમાં પ્રવેશ કરી એના પણ એવા જ હાલહવાલ કર્યા છે. ચીનનો દેશનેતા સુન યાત સેન અકાળે મરણ પામ્યો. એણે ચીનને સત્તાવાન સ્વતંત્ર દેશ બનાવવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. પણ આજે ત્યાં એવી એકે વ્યક્તિ નથી કે જે રીઝાખાન પહલવીની માફક એ દેશમાંથી આ પરદેશીઓનાં પગલાં કાઢે.’

આમ વાતો કરતા અમે એક મોટી પર્વતમાળ પર આવી પહોંચ્યા. ઊંચાં શિખરોવાળી બરફથી આચ્છાદિત આ પર્વતમાળ આકાશમાંથી કંઈ અદ્ભુત દેખાતી હતી. પર્વતની હારની હાર જોઈ સમુદ્રનાં ડુંગર જેવડાં મોજાંઓ એકાએક ઠરી ગયાં હોય એવો જ ભાસ થતો હતો! અમે સડસડાટ નીચે આવ્યા અને

એક સુંદર સ્થળ પર ઊતર્યા. સામે બરફથી આચ્છાદિત સફેદ કમળ જેવો પહાડ શોભતો હતો. સંધ્યાનો સમય થવા આવ્યો હતો અને લાલ સોનેરી રંગનું પ્રતિબિંબ એના બરફ પર પડતું હતું. આખું વાતાવરણ કંઇ અજબ હતું.

'આ કયો પ્રદેશ?' મેં નવાઇ પામતાં પૂછ્યું.

## પ્રકરણ ચૌદમું

## આર્યભૂમિનાં દર્શન

અરુણ! તારી માતૃભૂમિ છોડયાને તને કંઈ બહુ વખત થયો નથી એટલામાં તું એને ભૂલી ગયો? ગરુડરાજ હસતા હસતા બોલ્યા, 'આ સામે દેખાય એ કૈલાસનું ભવ્ય શિખર. આપણે હિંદુસ્તાનના માથા પર બેઠા છીએ!'

'શું આ હિંદુસ્તાન?' મેં નવાઇ પામતાં પૂછ્યું 'આ તો બહુ સુંદર છે.' મારાથી બોલી જવાયું.

'હિંદુસ્તાન સુંદર ન હોય?' ગરુડરાજે ગંભીર થઇને પૂછ્યું. 'પણ હું ભૂલ્યો. આજે તો તમારું માનસ જ એવું થઇ ગયું છે. તમને તો પારકું જ સારું લાગે છે. હિંદુસ્તાન દેશ સુંદર હતો; આજે પણ સુંદર છે. પરંતુ એનું સૌંદર્ય જોનારા ઘણા થોડા છે. અરુણ! તું વિચાર કર કે હજારો વર્ષ પૂર્વે આર્યો જે દેશની સુંદરતા પર મોહ્યા હતા તે જ આ દેશ. એનો એ ગગનભેદી, મનુષ્યનાં પગલાંથી અકલંકિત બરફથી ઢંકાએલાં શિખરોવાળો, હિમના આગાર જેવો આ હિમાલય; એની એ પતિતપાવની ગંગા, એની એ જમના, એની એ સિંધુ, અને આર્યભૂમિનાં ચરણોનું સતત પ્રક્ષાલન કરતો એનો એ મહાસાગર. દેશ બદલાયો

નથી; મનુષ્યના આચારવિચાર, મનુષ્યની ઘડેલી સંસ્થાઓ એ જ બદલાયાં છે.'

'પણ મનુષ્યો તો બદલાય જ ને?' મેં વચ્ચે જ બચાવ કરતાં કહ્યું.

'જરૂર. પણ બદલાવું હોય તો તે સારાને માટે જ ને? આજે તો તમે દેશને અધોગતિએ લાવ્યા છો.' ગરુડરાજ તિરસ્કારથી બોલ્યા. 'અરુણ! તેં રોમની ભવ્ય કથા સાંભળી, રોમની પ્રાચીન સંસ્કૃતિ વિષે જાણ્યું. તમારા હિંદની કથા પણ અદ્ભુત છે. હિંદની પ્રાચીન સંસ્કૃતિ એથીયે અપૂર્વ છે. વિશ્વના જ્ઞાનભંડારમાં હિંદનો ફાળો જરાયે નાનોસૂનો નથી. પરંતુ જે બ્રાહ્મણોએ હિંદની જ્ઞાનસમૃદ્ધિ વધારી એ બ્રાહ્મણોના જ સ્વાર્થી કૃત્યથી આજે દેશ તદ્દન નિરક્ષર અને અજ્ઞાન બન્યો છે. અરુણ! આર્ય ધર્મની ભાવના કેટલી વિશાળ ને સર્વવ્યાપી હતી! એ ધર્મમાં સહિષ્ણુતા કેટલી! અને આજે એ ધર્મના શા હાલ થયા છે? એમાંથી ચેતન તો ગયું જ છે. આજે ધર્મને નામે અધર્મ પૂજાય છે. આજે હિંદુ ધર્મ એટલે પથ્થરની અને પામરમાં પામર મનુષ્યોની પૂજા. હિંદ દેશ એટલે અહિંસાનો પાઠ પઢાવનાર મહાવીરની જન્મભૂમિ. આજે એ ધર્મ એટલે કબૂતરોના દાણા અને કીડીના લોટ પાછળ હજારો રૂપિયા;—જ્યારે દેશનાં કરોડો મનુષ્યો ભૂખે મરે! આજે અહિંસા એટલે માકણો મારવા નહિ ને મચ્છરો મારવા નહિ;—જ્યારે એ મચ્છરના ભોગ થઇ ભલે હજારો મનુષ્યો મરણ પામે!

આર્યભૂમિ એ વીર પુરુષોની ભૂમિ ગણાતી. ઐતિહાસિક દૃષ્ટિએ રામાયણ કે મહાભારતનાં પાત્રોને તમે કદાચ કાલ્પનિક ગણો, તોપણ તમારે ત્યાં વીરપુરુષોની ક્યાં ખોટ હતી? અશોક, વિક્રમ ને હર્ષથી માંડીને અકબર સુધી કેટલા મહાન સમ્રાટો થઈ ગયા! વીર રાજપૂતોએ તો ક્યાં લગી દેશનું ગૌરવ સાચવ્યું હતું. એ જ રાજપૂતોના વંશજો આજે બંગડી પહેરી બેઠા છે. આજે દેશનું વીર્ય જ નષ્ટ થયું છે. દેશ કેવળ નમાલો બની ગયો છે અને દેશ ગુલામીમાં રાચે છે.

હિંદ દેશ વાણિજ્યને માટે પણ પ્રખ્યાત હતો. દેશના વેપારીઓ સાહસિક હતા. અનેક સાગરો ખેડી દૂરદૂર દેશાવર જતા અને પરદેશથી ધન લાવી દેશની લક્ષ્મી વધારતા. આજે તમારા વેપારીઓમાં સાહસનું તો નામ જ નથી. અને સ્વાર્થી પણ એટલા જ. દેશની લક્ષ્મી વધારવાને બદલે ઊલટી પરદેશ ઘસડાય છે તેમાં મદદ કરી રહ્યા છે! એક વખતનો ધનધાન્યથી ભરપૂર દેશ આજે ભૂખે મરે છે!

હિંદની પ્રાચીન કારીગરીનાં તો પરદેશીઓ પણ મુક્તકંઠે વખાણ કરે છે. રોમમાં તેં યુરોપની સર્વશ્રેષ્ઠ કળાના ઉત્તમ નમૂના જોયા. તેં મિસરની ભવ્ય ઈમારતો જોઈ. હિંદની કળા, હિંદની ઇમારતો તને ઊતરતી લાગે છે? તેં તો કદાચ તારો દેશ ફરીને જોયો પણ નહિ હોય. અજન્તાનાં સુંદર ચિત્રો, વેલૂરમાં કૈલાસનું ભવ્ય મંદિર અને શિલ્પના નમૂનાઓ, સાંચીનો ટોપ કે દેલવાડાનાં અનુપમ દહેરાંઓ અને એથીયે, અર્વાચીન જગત-

ની એક અજાયબી ગણાતો કલાનો સર્વોત્કૃષ્ટ નમૂનો આગ્રાનો તાજમહાલ—'

'તાજમહાલ તો કોઈ ઈટાલિયને બાંધ્યો છે ને?' કોઈ ઠેકાણે વાંચેલું કે સાંભળેલું યાદ આવતાં મેં ડહાપણ ડોળ્યું.

'આ જ તમારી પરતંત્ર મનોદશા' ગરુડરાજ તિરસ્કારથી હસ્યા, 'તમારા માલિકો તમને એમ મનાવવા માગે છે કે તમારામાં આવી અદ્ભુત કલા ન જ હોય. તમારામાં બાપડામાં આત્મશ્રદ્ધાનો છાંટો ન મળે એટલે એમના કહેવામાં તમે હાજી હા ભણો છો. દલીલ ખાતર એમ માની લઈએ કે તાજ કોઈ ઈટાલિયને બાંધ્યો હતો, પણ આરસની કારીગરીના સુંદર નમૂનારૂપ દેલવાડાનાં દહેરાં કોણે બાંધ્યાં? એ બંધાયાં ત્યારે ઈટલીમાં માઈકલ એન્જેલો પણ જન્મ્યો નહોતો. એ દહેરાં બાંધવાને તમે શક્તિમાન થયા હો તો પછી તાજ બાંધવાને કેમ નહિ? અરુણ! આ જ તમારી અધોગતિ. આવી અધમદશામાં તમને દેશની સુંદરતાનું ભાન પણ શી રીતે થાય? આર્ય દેશ સુંદર હતો અને હજીયે સુંદર છે. માત્ર એના પર જમાનાની ધૂળ ચડી છે. અજ્ઞાનરૂપી મલિનતા અને અધર્મરૂપી કાદવના થરો બાઝ્યા છે. એ થરને ઉખેડી, ધૂળને વાળીઝૂડીને સાફ કરવા જેટલી શક્તિ જ્યારે તમારામાં આવશે ત્યારે જ ભારતની ભવ્યતાનાં તમને દર્શન થશે.'

ગરુડરાજ ખૂબ જ ઉશ્કેરાઈને બોલતા હતા.

'એ શક્તિ શી રીતે આવે?' મેં જરા ગભરાતાં પૂછ્યું.

'અરુણ!' જરા ઠંડા પડતાં ગરુડરાજ બોલ્યા. 'તેં પરીઓની અને રાજકુમારોનાં પરાક્રમોની એવીએવી વાતો તો પુષ્કળ વાંચી હશે નહિ? એમાં એવું એવું આવે છે ને કે ધારેલી વસ્તુ મેળવવા માટે રાજકુમારને સાત પહાડ ઓળંગવા પડે, સાત સમુદ્ર ઓળંગવા પડે અને પછી રાક્ષસ કે એવાં કોઈ પ્રાણી સાથે લડવું પડે, અને એ બધું કરી શકે ત્યારે જ ધારેલી વસ્તુ મેળવી શકે. અરુણ! આ આર્ય દેશનો ફરી ઉદય જોવો હોય તો તમારે પણ એવું જ કંઇ સાહસ ખેડવું પડશે. તમારે પણ સમુદ્રો ઓળંગી દેશપરદેશથી સાધનો આણવાં પડશે. સાધનોનું જ્ઞાન આણવું પડશે. જાપાનથી દેશાભિમાનનો મંત્ર આણવો પડશે, અમેરિકાથી યંત્ર જ્ઞાન આણવું પડશે, ઈંગ્લંડથી રાજપટુતા કહો કે ધૂર્તવિદ્યા કહો તે સારી રીતે શીખી લાવવી પડશે અને એ સાથે ઇષ્ટ વસ્તુથી તમને દૂર રાખનાર કાળયવન જેવા સત્તાધારીઓ સાથે લડવું પડશે. અરુણ! શરીર અને મન એ બંનેને કેળવશો, એ બંનેની સંપત્તિ વધારશો ત્યારે જ તમારાથી આ મહાભારત કાર્ય થઇ શકશે. બાકી તો જેમ કાદવમાં કીડા ખદખદે—જન્મે, જીવે ને મરે—તેમ તમે પણ કરશો. આર્યભૂમિનું ગૌરવ તમારા જેવા કીડાઓથી વધશે નહિ. એનું સૌંદર્ય તમારાં જેવા કીડાઓ નિહાળી પણ નહિ શકે.'

ગરુડરાજ પૂર્ણ તિરસ્કારથી બોલતા હતા. એમનું બોલવું પૂરું થતાં અજબ શાંતિ છવાઇ. હું તો આ બધો તિરસ્કારનો વરસાદ મારા પર શા માટે એ વિચારે મૂંગો જ થઇ ગયો હતો.

સંધ્યાનો પ્રકાશ અંધકારમાં ભળવા લાગ્યો હતો. કૈલાસના પવિત્ર શિખર પર બદલાતા રંગ જોતો હું બેઠો હતો. ત્યાં શાંતિનો ભંગ કરતો ઘંટનાદ સંભળાવવા લાગ્યો. અનેક ઘંટાઓ ચારે બાજુએથી વાગતા હોય એવો અવાજ આવતો હતો. મેં ગરુડરાજ સામે જોયું. એમણે મારા મૂંગા પ્રશ્નનો ઉત્તર આપ્યો:

'કહેવાય છે કે અસલના કેટલાયે ઋષિઓ હિમાલયમાં આવી વસ્યા હતા. એ હજી જીવતા હોય કે પછી એમના વંશજો, દરરોજ પ્રાતઃકાળે અને સંધ્યાકાળે ઘંટનાદ સાથે આર્યાવર્તની આરતી ઊતારે છે.'

ગડરુરાજ પૂરું બોલી રહ્યા ન રહ્યા ત્યાં તો ઘંટનાદના ગંભીર સ્વર સાથે મળી જતો કોઈ કિન્નરકંઠમાંથી નીકળતા મધુર ગાયનનો સૂર સંભળાયો:

(રાગ–ભીમપલાસ)

પુણ્યભૂમિ તું આર્યમાતા
પુણ્યભૂમિ સનાતના —પુણ્ય૦ ટેક.

પુણ્ય છે તવ નામ અખંડિત, પુણ્ય તું જગવંદના,
પુણ્ય અંકે તવ રમ્યા શ્રી, રામકૃષ્ણ, બુદ્ધ દેવા;
કીર્તિગાથા જગમાં તારી, ભક્તો ગાએ અપારા:—પુણ્ય૦

પુણ્ય વ્હે જલ ગંગા નદીનાં, પુણ્ય શાં જનપાવના,
પુણ્ય હિમાચલ વસ્યાં જ્યાં, સતી સંગ મહાદેવા;
કીર્તિગાથા જગમાં તારી, ભક્તો ગાએ અપારા:—પુણ્ય૦

પુણ્ય ક્ષેત્ર જ્યાં કાશી સરીખાં, પુણ્ય શાં ભવતારણાં,
પુણ્ય જ્યાં કંઈ વેદઋચાઓ, ગાઈ ચાર મુખ બ્રહ્મા;
કીર્તિગાથા જગમાં તારી, ભક્તો ગાએ અપારાઃ—પુણ્ય૦

સંધ્યાની શીતળ શાંતિ અને અદ્‌ભુત સંગીતથી હું તો ગાઢ નિદ્રામાં પડ્યો. એ નિદ્રામાં મને કેવાંયે સ્વપ્નાં આવ્યાં. ગરુડરાજના શબ્દો મને કોણ જાણે ખૂબ જ સાલતા હતા. શું આપણે નમાલા! મને તો એમ જ થયું કે જાણે હું રાજકુમાર ભારતદેવીને રાક્ષસોના પંજામાંથી છોડાવવા નીકળી પડું છું. રાક્ષસોની સાથે યુદ્ધની તૈયારી કરતો હતો ત્યાં તો મારું શરીર કોઇ ખૂબ જ હલાવતું હોય એવો ભાસ થયો. એ રાક્ષસ જ હશે એમ માની એની સાથે લડવા બેઠો થઇ ગયો. મારી આંખ ઊઘડી ગઇ. જોયું તો રાક્ષસને બદલે મારી મા! એ તો કોણ જાણે કેમ હસતી હતી!

'અરુણ! કેટલું મોડું થયું? સવાર તો ક્યારની પડી ગઇ. ઊઠવું નથી?'

31060

'પણ—પણ હું ક્યાં છું?' હું આંખો ચોળતો ચોળતો બોલ્યો.'

'કેમ ક્યાં? કંઇ સ્વપ્નું બપ્નું આવ્યું હતું કે શું?' મારી બાએ પૂછ્યું.

'ગરુડરાજ સાથે હું સાત સમુદ્ર ઓળંગી પૃથ્વીની પ્રદક્ષિણા ફરી આવ્યો તે સ્વપ્નું કે સાચું?' અને પછી મારી માને જ્યારે મેં બધી વાત કરી ત્યારે એનાથી પણ બોલી જવાયુંઃ "કેવું અદ્‌ભુત સ્વપ્નું!"